

ઉષાદેવી ગુલાબી ઊંઘ લેતાં પોઢયાં હતાં. એકાએક હોજમાંથી એક હાથ ઊંચો થયો.

( જુઓ : પાન ૧૫ )

# બાલ વિનોદ

બાલવાર્તાઓ
અને
પરી કથાઓ

: : લખનાર : :
સુમતિ નાગરદાસ પટેલ
નાગરદાસ ઇ. પટેલ

: : પ્રકાશક : :
પુંજાલાલ ભગવાન પારેખ
: : વઢવાણ સીટી : :

બે રૂપીઆ

મ લા ડ
૧ : ૧૦ : ૩૦

પ્રિય. બ્હેન કમળા,

આ જાતની વાર્તાઓ તને ઘણી જ ગમે છે અને 'અમારી ત્રણે વાર્તા'ના સંગ્રહો તથા 'પરીઓનો પ્રદેશ' તને પસંદ પડયાં છે તેવી જ રીતે તારા જેવાં અનેક બાળકોને પણ ગમ્યાં છે અને એમાંની વાર્તાઓ તેમણે હોંશે હોંશે વાંચી ને વખાણી છે એટલે 'બાલવિનોદ'નો આ નવો સંગ્રહ તમારા હાથમાં મૂકીએ છીએ અને તે તમને પસંદ પડ્યા સિવાય નહિ રહે.

તમને બધાંને ફક્કડ ફક્કડ વાતો સાંભળવાની અને વાંચવાની મજા પડે છે એ અમે જાણીએ છીએ. અમે પણ નાનાં હતાં

ત્યારે અમને યે એવો શોખ હતો અને અમે અમારાં વડીલો પાસે એવી વાતો કહેવરાવતાં હતાં ને રસભેર સાંભળતાં હતાં. એવી રીતે સાંભળેલી કેટલીક વાતો આ સંગ્રહમાં આપી છે અને બીજી કેટલીક દેશ દેશની વાતો પરથી તમને રસ પડે એવી હબે તયાર કરી છે. બધાય દેશમાં બાળકો તમારા જેવાં જ વાર્તાઓનાં ભૂખ્યાં અને રસિયાં હોય છે અને એમને સારૂ દુનિયાના દરેક દેશમાં કૈં ને કૈં વાતો હોય છે જ. ઘણીવાર તો એકની એક વાત જરા જરા ફારફેર સાથે ઘણે ઠેકાણે કહેવાય છે.

બાલવાર્તાઓ અને પરી કથાઓ આ સંગ્રહમાં અને 'પરીઓના પ્રદેશ'માં સારી રીતે આપી છે અને તેથી તમને આનંદ આવશે એમ માનીએ છીએ. હવે પછી જૂની કથાઓ, અપ્સરાની વાર્તાઓ અને ચરિત્રો વિગેરે તમને પસંદ પડે એવી રીતે આપવાનો વિચાર છે.

બીજા સંગ્રહોની પેઠે આમાં પણ તમારી કલ્પનાને ઝોબ આપે એવાં ચિત્રો આપ્યાં છે અને તે તમને ગમ્યા વિના નહિ જ રહે.

પેલી 'રતનીયા'ની વાત પણ છપાઈ રહેવા આવી છે, જેવાં એનાં પરાક્રમ છે તેવાં જ સુંદર ચિત્રો છે. એ મળશે એટલે તારા આનંદનો પાર નહિ રહે.

શુભેચ્છક
સુમતિ તથા નાગરદાસ
ની આશિષ

*

# અનુક્રમ

*

## સુમતિ નાગરદાસ પટેલ
## અને નાગરદાસ ઇ. પટેલ
## નાં બાલ સાહિત્યનાં પુસ્તકો.

*

| | |
|---|---|
| અમારી વાર્તાઓ | ૦-૮-૦ |
| અમારી બીજી વાર્તાઓ | ૦-૮-૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ | ૦-૧૨-૦ |
| અમારી ત્રણેય વાર્તાઓ : પાકું પુંઠું | ૨-૦-૦ |
| પરીઓનો પ્રદેશ : પાકું પુંઠું | ૨-૦-૦ |
| બાલવિનોદ : પાકું પુંઠું | ૨-૦-૦ |
| અજીત | ૦-૧-૦ |
| રતનીયો | ૦-૩-૦ |

હરેકે હરેક પુસ્તકમાં બાળકોને ગમી જાય એવાં ફક્કડ ફક્કડ ચિત્રો અને બહુજ રસિક વાર્તાઓ છે.

*

## નાગરદાસ ઇ. પટેલનાં
## : : પુસ્તકો : :

| | |
|---|---|
| શશિકળા : પ્રેમકથા ને કાવ્ય | ૨-૦-૦ |
| સફેદ ઠગ : નવલકથા | ૪-૮-૦ |
| નવવલ્લરી : અલંકાર શાસ્ત્ર | ૨-૮-૦ |
| જયંતનાં અદ્ભુત પરાક્રમો : નવલકથા | ૨-૮-૦ |
| જયંતનાં જબ્બર સાહસો : ,, | ૪-૦-૦ |
| કાળને કિનારે : ,, | ૨-૮-૦ |
| પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો : નવલકથા | ૨-૦-૦ |
| વ્યોમવિહાર : કાવ્યસંગ્રહ | ૧-૦-૦ |
| જયંતની સાહસ કથાઓ | (છપાય છે) |

# ર ણુ ધી ર

*

એક હતો રાજા. તેને ત્રણ કુમાર. રઘુ, રાયમલ અને રણુધીર. ત્રણે ઘણા ચાલાક. નાનો બધાયને ટપી જાય.

રાજાની એક આંખ હસતી ને બીજી રોજ રડતી. અરધો ચહેરો હસે ને અરધો ચહેરો રડે. એ જોઇને સૌને નવાઇ લાગતી પણ રાજાને કોણ પૂછે!

'રઘુભાઈ! તમે હવે મોટા થયા.' રણુધીરે એક દિવસ યુવરાજ રઘુને કહ્યું. 'રાજાજીને પૂછો તો ખરા કે અરધુ મોઢું હસે છે ને અરધું મોઢું રડે છે એનું કારણ શું?'

'ના રે ભાઇ! મ્હારી હિંમત નથી ચાલતી.' રઘુએ જવાબ આપ્યો.

'પણ આપણી ફરજનો તો વિચાર કરો.'

'એ વાત ખરી પણ પિતાજી ગુસ્સે થાય!'

રઘુને રણધીરની વાત વ્યાજબી લાગી પણ એની હિંમત ચાલી નહિ.

રણધીરે રાયમલને પણ સમજાવ્યો, છતાં કાંઇ વળ્યું નહિ.

છેવટે એણે જાતે જ પૂછવાનું મન સાથે નક્કી કર્યું.

વખત જોઇને રાજાજીને પૂછ્યું.

રાજાજીના ગુસ્સાનો પાર ન રહ્યો. એમણે એને ઉધડો લીધો.

પણ રણધીર કૈં હારે! એણે ફરી પૂછયું.

રાજાજી પીગળ્યા.

'તું મારો ભેદ કઢાવવાનો!' કહીને એમણે પોતાનો ભેદ કહ્યો.

'જાદૂના જોરે મારો ચહેરો એવો થઇ ગયો છે. ઉષા-કુમારીના હોજનું પાણી કોઇ લાવે તો એ સારો થઇ જાય, નહિ તો જતે દહાડે મારી બેઉ આંખો જશે. તમે ત્રણ ભાઇમાંથી જે એ પાણી લઇ આવશે તેને મારી ગાદી મળશે.'

રણધીરના હરખનો પાર ન રહ્યો. છેવટે એને ભેદ જડયો હતો.

એ દોડયો રઘુ પાસે.

રઘુ ને રાયમલ બેઉને એણે વાત કહી.

બાપનું દુઃખ મટાડવા ત્રણે તૈયાર થયા.

'બધા જઈએ તો બાપુ પાસે કોણ? એમની સંભાળ કોણ લે?' રણધીરે કહ્યું.

'એની વાત ખરી છે.' રઘુ બોલ્યો. 'ત્યારે તમે બેઉ જણ રહો. હું જઈને પાણી લઈ આવું.'

'ભલે.' બેઉ ભાઈએ કહ્યું.

રઘુ સારામાં સારો ઘોડો લઈને ચાલ્યો. વરસ દિવસમાં પાછા આવવાનો વાયદો કર્યો. વરસ દિવસે પાછો ન ફરે તો તપાસ કરવાની ભલામણ કરી.

અને એણે ઘોડો મારી મૂકયો. જતાં જતાં ગાઢું જંગલ આવ્યું. પહાડ ને પર્વત, નદી ને ઝરણાં, જે આવ્યું તે વટાવતો એ ચાલ્યે જ ગયો.

ત્રણ દિવસ ને ત્રણ રાત જરાપણ થોભ્યા વિના એ ચાલ્યે જ ગયો.

રસ્તે મોટી ખાઈ આવી. એવી જબરી ખાઈ કે ઓળંગી ઓળંગાય નહિ. ઉંડી પણ એટલી બધી કે અંદર જુઓ તો અંધારે કૈં દેખાય પણ નહિ, ને આંખે તમ્મર આવે.

રઘુએ એ ઓળંગવા સારૂ એક પુલ શોધી કાઢયો. પણ પુલ પર એક ભયંકર સર્પ પડેલો.

અને સાપ પણ જેવો તેવો નહિ. એને સાત સાત ભયંકર મોઢાં! દરેક મોઢામાંથી અગ્નિનો વરસાદ વરસે!

એની આજુબાજુ આગ આગ ને ધુમાડાનું ગોટરાણુ થઇ રહેલું.

એવા કાળસર્પને વટાવીને શી રીતે જવું ? રઘુની હિંમત ચાલી નહિં.

વખતે એ કોળીયો કરી જાય તો ?

એવામાં એનો ઘોડો બાજુએ ફર્યો. એણે એને જ્યાં જાય ત્યાં જવા દીધો.

વખતને જતાં કેં વાર લાગે છે ? જોતજોતામાં એક વરસ વહી ગયું પણ રઘુ પાછો ન ફર્યો.

હવે રાયમલનો વારો આવ્યો.

એ પણ વરસનો વાયદો કરીને ચાલ્યો.

જતાં જતાં એ આવ્યો પેલી ખીણ પાસે. અને એનો રસ્તો પણ કાળસર્પે રોક્યો.

'અરે ભલા ભગવાન ! આ મો'તના ડાચામાંથી આગળ શી રીતે જવાય !' એની બધીયે હિંમત છૂટી પડી.

એનો ઘોડો પણ બીકનો માર્યો નાઠો.

વરસ વહી ગયું ને એના ખબર અંતર પણ ન મળ્યા.

બબ્બે દિકરા પાછા ન ફર્યા એટલે રાજાજીને પણ ઘણું લાગી આવ્યું.

એવામાં પાછો રણધીર રજા લેવા આવ્યો.

રાજાજીનું હૈયું ભરાઇ આવ્યું. ત્રણે દિકરા ચાલ્યા

જાય તો પછી એમનું કોણુ ? છતે દિકરે વાંઝીયા થવાનું કોને ગમે ?

રાજાજીએ કહ્યું: 'દિકરા ! ગમે તે થાય પણુ તને નહિ જવા દઉં !'

રણુધીરે રાજાજીને સમજાવ્યા, ને જેમ તેમ કરીને રજા લીધી. વરસ દહાડામાં પાછા ફરવાનું વચન આપ્યું.

પોતાના માનીતા ઘોડા પર સ્વાર થઇને રણુધીર ચાલી નીકળ્યો. જતાં જતાં એ પણુ પેલા કાળસર્પવાળા પુલ આગળ આવી પહોંચ્યો.

એને જોઇને સર્પે ગોટરાણુ કરી મૂકયું.

'રસ્તો છોડ ! બાજુએ હઠ' રણુધીરે એને કહ્યું.

પણુ એતે કૈં માને ! એણે તો સાતે મોઢે ફુંફાડો માર્યો.

રણુધીરનો ઘોડો ભડકયો તે જાય નાઠો ! એણે જોયું કે આ ઘોડાથી એની સામે લઢતાં નહિ ફાવે. એ પાછો ફર્યો.

રાજમહેલમાં જાય ત્યાં એને એની ધાવ મળી. એ ઘણી ચાલાક હતી. રણુધીરે એને વીતક વાત કહી.

ધાવ કહે : 'દિકરા ! એની સામે લઢવા સારૂ રાજાજીનો ઘોડો જોઇએ. એ તારા જેવડા હતા ત્યારે જે ઘોડો પલાણુતા તે ઘોડે બેસીને તું જઇશ તો કાળસર્પના શા ભાર છે કે તને ડરાવે !'

એનો આભાર માની રણધીર ગયો રાજાજી પાસે ને પૂછ્યું : ' આપનો ઘોડો ક્યાં છે ? મારે એનું કામ છે.'

'એ તે હવે ક્યાંથી હોય ! પચાસ પચાસ વરસનાં વહાણાં વાયાં ! ઘોડા તે જીવી જીવીને કેટલું જીવે ? એનાં હાડકાં યે ક્યાં પડયાં હશે તેની કોને ખબર છે ! એનું સાદ સડી ગયું હશે ને લગામના સત્તરસેં ટુકડા થઇ ગયા હશે. '

આવા સનાનના સમાચાર સાંભળી રણધીર નિરાશ થઈ ગયો.

પણ એને નિરાશ થઈને ઓછું જ બેસી રહેવાય એમ હતું !

એતો ગયો ધાવ પાસે ને રાજાજીનો જવાબ એને કહ્યો. ધાવે એને ધીરજ આપી.

એ કહે : 'લગામનો જરા જેટલો ટુકડો હોય તોયે ચાલશે. એ જઇને લઇ આવ. '

રણધીર લગામનો ટુકડો શોધી લાવ્યો.

ધાવ એ હાથમાં લઇને કૈંક બબડી.

એકાએક એ ટુકડો વધ્યો અને એની સુંદર લગામ થઇ ગઇ.

' લે આ લગામ ને તબેલામાં જઈને અફાળ. '

રણધીર લગામ લઇને તબેલામાં ગયો. ધાવે કહ્યા મુજબ અફાળી.

હણુહણાટ કરતો એક સુંદર ઘોડો તબેલાની ભીંત તોડીને નીકળી આવ્યો. એના પર અમૂલ્ય સાદ તુહ.

રણધીરે એના પર પેલી લગામ ચઢાવી ને પોતે સવાર થયો.

સવાર થતાં વેંત જ એનું જોર ત્રણ ગણું વધી ગયું.

ધાવને મળીને એ ચાલી નીકળ્યો. એના ઉમંગનો પાર ન હતો.

'જરા ટટાર થઈને બેસજો.' ઘોડાએ એને સૂચના કરી.

રણધીરની અજાયબીનો પાર ન રહ્યો. એણે ઘોડાની વાત પર પણ ધ્યાન આપ્યું અને આવો સાથીદાર આપવા માટે પ્રભુનો પાડ માન્યો.

અને જોતજોતામાં એ કાળસર્પ પાસે આવી લાગ્યો.

'રસ્તો છોડ' રણધીરે એને કહ્યું.

સાતે મોઢે એણે ફુંફાડા માર્યા.

આગના ભડકા ને ધુમાડાના ગોટે ગોટા નીકળ્યા.

પણ હવે રણધીર ઓછો ડરે એવો હતો ! એણે એની તરવાર કાઢી.

'જરા થોભો,' એનો ઘોડો બોલી ઉઠયો. 'અને હું કહું એમ કરો.'

'ભલે.' રણધીરે જવાબ દીધો.

'મને તમે પાછો હટાવો અને દોડાવીને લગામ તાણી ઝાલો. તમે પણ ટટાર બેસો. હું કૂદીને પુલની પેલી બાજુએ પડીશ. તમે કાળસર્પને પુરો કરજો.'

રણધીરે ઘોડાને પાછો હઠાવ્યો અને લગામ તાણી આલીને દોડાવીને કૂદકો મરાવ્યો.

ઘોડો કૂદ્યો ત્યાં તો રણધીરે કાળસર્પનું મોટું ડોકું તરવારને એક્કે ઝપાટે ઉડાવી દીધું.

જરાપણ થોભ્યા સિવાય રણધીરે પોતાની મુસાફરી આગળ ને આગળ ચાલુ રાખી.

જતાં જતાં જસતનું જંગલ આવ્યું. ઝાડ પાન, ફળ ફુલ, પાન બાન જે જુઓ તે બધું યે જસતનું. અને વળી એવું સુંદર કે સૂરજના તાપમાં ઝળકારા મારે.

રણધીરે જોવા સારૂ એક જસતનું ફુલ તોડયું.

'હવે આપણે કૃતિકા સાથે લઢવું પડશે!' ઘોડાએ કહ્યું. 'એ બહુ હરામખોર હોય છે માટે સંભાળજો.'

રણધીર કહે : 'ફીકર નહિ.'

જરાવાર થઈ ત્યાં તો સામેથી કૃતિકા આવી લાગી.

એનું ભુંડના જેવું મોઢું હતું, હરણ જેવાં શીંગડાં હતાં, ઘોડા જેવી કેશવાળી હતી, સિંહના જેવા પંજા હતા ને વાઘના જેવા ચટાપટા હતા.

રણધીર એનો વિચિત્ર દેખાવ જોઇ રહ્યો. એતો એકા એક કૂદી.

કાઢી તરવાર ને રણધીર સામો થયો.

તરવારના ઉપરાછાપરી ઘા પણ કૃતિકાને બહુ અસર ન કરી શકયા.

રણધીર ને કૃતિકા એક દિવસ ને એક રાત લઢયે જ ગયાં. એનું જોર ઘટતું ચાલ્યું.

'આપણે જરા થોભીએ.' કૃતિકા બોલી. 'જરા થાક આઇ લઇએ.'

'ના રે ના! જરા પણ થોભવાની જરૂર નથી. તમે તમારે લઢયે રાખો! રણધીર!' ઘોડે વચ્ચે જ જવાબ આપ્યો.

અને લઢાઇ ચાલુ રહી.

કૃતિકા થાકી ગઇ.

'હવે તમે મારી લગામ એના પર ફેંકો.' ઘોડે સૂચના કરી.

રણધીરે કૃતિકા પર લગામ ફેંકી.

કૃતિકા મટીને એ હણુહણાટ કરતી ઘોડીના રૂપમાં ઉભી રહી.

રણધીર એને સાથે લઇને આગળ ચાલ્યો.

જતાં જતાં બીજું ઘાડું જંગલ આવ્યું.

એમાં બધાં રૂપાનાં ઝાડ, પાન, ફળ ને ફુલ.

ઘોડાએ ના કહ્યા છતાં રણધીરથી રહેવાયું નહિ ને એણે ફુલ તોડયું.

અને એના સામે એક ભયંકર કૃત્યા આવીને ઉભી.

બેઉ વચ્ચે સખત લઢાઇ થઈ ત્રણ દિવસ ને ત્રણ રાત લઢતાં લઢતાં વીતી ગયાં.

છેવટે કૃત્યા થાકી.

રણુધીરે એના પર લગામ ફેંકી, એટલે એ કૃત્યા મટીને હણુહણાટ કરતી ઘોડીના રૂપમાં ઉભી રહી.

જરા થાક ખાઈને રણુધીર આગળ ચાલ્યો. આગળ એ અને એનો ઘોડો તથા પાછળ પેલી બે ઘોડી.

જતાં જતાં ત્રીજું જંગલ આવ્યું.

એનું સૌંદર્ય મનમોહક હતું. પીળાં પીળાં ઝાડ, પીળાં પીળાં પાન ને પીળાં પીળાં ફળફુલ. બહુ જ ચકચકીત ને ઝગઝગીત્ત. આખું જંગલ સાવ સોનાનું.

રણુધીર તો એનો દેખાવ જોઈને ખુશ થઇ ગયો. ઘોડાએ એને ચેતવ્યો કે ફુલ તોડવાથી ભારે ત્રાસ થશે.

પણ માણુસના પૂર્વજ કોણુ ? વાનર જ ને ? બાપદાદાનો વારસો થોડો ઘણો તો મળે જ ને! રણુધીરે પણ ફુલનો ગુચ્છો તોડયો.

એકાએક આકાશમાં વાદળ ઘેરાઇને ભારે કડાકો થયો અને એક ભયંકર કૃત્યા ઉતરી આવી.

એનું રૂપ વિચિત્ર હતું અને દેહ વિશાળ હતો.

રણુધીરે ઘોડાની સલાહ પૂછી. એણે લઢવાનું કહ્યું અને લાગ જોઈને લગામ ફેંકવાની સૂચના કરી.

ચાર દિવસ ને ચાર રાત ખુબ લઢાઇ ચાલી. રણુધીર પણ થાકીને લોથપોથ થઇ ગયો પણ એ લઢયે જ

ગયો. એ લગામ ફેંકે પણ કૃત્યા એવી હરામખોર કે એને થાપ આપીને ભાગે.

છેવટે એની લગામ આબાદ કૃત્યા પર પડી અને એ પણ હણહણાટ કરતી ઘોડી થઇને ઉભી.

રણધીરે ત્યાં રોકાઇને બે દિવસ સુધી ઉંઘ ખેંચી કાઢી.

પછી એ અને એનાં ઘોડાંની પાગા—ચાર ચાર ઘોડાંને બીજું શું કહેવું ?—આગળ ચાલ્યાં.

એનો ઘોડે. આગળ ને આગળ ચાલતો ગયો. ત્રણે ઘોડી પાછળ ખેંચાતી આવતી હતી.

જતાં જતાં એવો શીત પ્રદેશ આવ્યો કે મોઢામાંનું થુંક પણ થીજીને બરફ થઇ જાય ! ચારે બાજુ બરફ બરફ ને બરફ.

રણધીર મારતે ઘોડે જતો ન હોત તો એનું લોહી પણ ઠરી જાત !

એને એના ઘોડાએ સૂચના કરી દીધી હતી કે ટાઢ જેમ વધતી જશે તેમ ચારે બાજુ ખૂબ તાપણીઓ નજરે પડશે એ જોઇને તાપવા સારૂ જરાપણ રોકાવાનું નથી.

અને ત્રણ ત્રણ વાર ઠોકરો ખાઇને રણધીરને હવે સાન આવી હતી તે એણે ઘોડાની વાત માની અને આગળ ને આગળ વધ્યે ગયો.

આગળ ને આગળ એ ચાલ્યે જ ગયો. ચારે બાજુનાં તાપણાં એણે જાણે જોયાં જ ન હોય એમ રસ્તો કાપ્યે ગયો.

છેવટે એ હીમેશ્વરીને મંદિર પહોંચ્યો. હીમેશ્વરી દેવીએ એને દર્શન દીધાં ને માથે હાથ મૂક્યો.

રણધીરે નમીને પોતાની વાત કહીને વરદાન માગ્યું.

દેવીએ એને એક અજબપેટી આપી. અને એને કહ્યું કે એ ઉઘાડશે એટલે તારે જે જાણવું હશે તે એ તને કહેશે.

અજબપેટી લઇને રણધીર આગળ ચાલ્યો.

હવે વળી બીજો દેશ આવ્યો. ચારે બાજુ સખત ગરમી પડે.

ધીરે ધીરે ગરમી એટલી બધી વધતી ગઈ કે ભાગ્યે જ સહન કરી શકાય.

'હવે પાછા જાળવજો. ગરમી વધતી જશે ને આજુ બાજુ સુંદર ઝરણાં અને વનપરીઓ તમને લોભાવવા આવશે અને બોલાવશે. એમના તરફ સહેજ પણ લક્ષ ન દેતા. આપણે તો આગળ ને આગળ ચાલ્યે જ જવાનું છે.' ઘોડાએ રણધીરને વખતસર સૂચના આપી દીધી.

ધીરે ધીરે ગરમી બેસુમાર વધતી ચાલી. ઘોડાના પગના નાળનું લોઢું પણ પીગળી ગયું !

આગળ જતાં આજુબાજુ ઠંડા પાણીનાં ઝરણાં આવ્યાં. એની પાસેનાં હરીઆળાં વૃક્ષોમાં વનપરીઓ કલ્લોલ કરતી હતી. રણધીરને એમણે ઘણીયે વાર બોલાવ્યો પણ એણે તો રજ પણ ધ્યાન આપ્યું નહિ ને આગળને આગળ ચાલ્યે જ ગયો.

ચાલતો ચાલતો એ જ્વાલા દેવીને મંદિરે પહોંચ્યો. એને જોઇને દેવી પ્રસન્ન થયાં ને બોલ્યાં :

'ભલે આવ્યો દિકરા !'

રણધીર એમને પગે પડ્યો.

દેવીએ એને વરદાન દીધું અને આગળ જતાં અરૂણને મળવાની ભલામણ કરી.

જ્વાલાદેવીના વરદાનથી પોતાની મુસાફરી નિર્વિઘ્ને થશે એમ એને લાગ્યું.

એ આગળ ચાલ્યો ત્યાં એના ઘોડાએ જરા થોભવાની વિનંતી કરી. એ થોભ્યો.

થોડીવારે પેલી ત્રણ ઘોડી આવી પહોંચી.

આગળ ચાલતાં એક રમણીય પ્રદેશ આવી પહોંચ્યો. એ ભવ્ય પ્રદેશ પરીઓનો પ્રદેશ હતો અને પેલી ત્રણે ઘોડીઓ ખરી રીતે શાપભ્રષ્ટ પરીઓ હતી.

એ પ્રદેશ આવતાં વેંત જ એ ત્રણે ઘોડી મટીને પરીઓ થઇ ગઇ અને એમણે રણધીરનો ખરા અંતઃકરણથી આભાર માન્યો તથા વખત આવ્યે મદદ કરવાનું વચન આપ્યું.

એ પ્રદેશ વટાવતાં એને એક તોફાની પરીનો ભેટો થયો. એ એની ટોળી સાથે શિકારે નીકળી હતી. એને જોતાં વેંત જ ઘોડાએ રણધીરને સૂચના આપી કે પેલાં ફુલોનો ગુચ્છો કરીને એના તરફ ફેંકો.

રણધીરે એમ કર્યું એટલે એ ગુચ્છો લઇને અદૃશ્ય થઇ ગઇ.

છેવટે રણધીર અરૂણની ઘોડારે પહોંચ્યો. અરૂણ જેવો સારથી દુનીયામાં થયો નથી ને થશે પણ નહિ. સૂરજનો સાત મોઢાનો ઘોડો એ એટલો ઝપાટાબંધ હાંકે છે કે ન પૂછો વાત!

અરૂણે એને આવકાર આપ્યો ને ઉષાદેવીના મંદિરનો માર્ગ બતાવ્યો. રણધીરને એણે એક સુંદર વાંસળી આપી. એ એવી ચમત્કારીક હતી કે જે કોઇ એનો નાદ સાંભળે તે ઉંઘી જાય.

'સંકટ સમયે એ મદદ કરશે' એવું પણ અરૂણે એને કહ્યું.

વાંસળી લઇને અરૂણનો આભાર માની રણધીર આગળ વધ્યો.

હવેનો પ્રદેશ ઘણો જ રમણીય હતો. બધાં દુઃખનો બદલો હવે વળતો હોય એમ રણધીરને લાગ્યું.

પણ એનો રસ્તો તો અનેક અગવડ ભરેલો હતો. થોડે દૂર ગયો એટલે રસ્તા વચ્ચે કાળો પહાડ પડયો હોય એમ એને લાગ્યું.

એ જઇને જુએ છે તો રસ્તા વચ્ચે એક ભયંકર પહાડ જેવો રાક્ષસ પડયો હતો. એવડો મોટો રાક્ષસ કે રણધીર તો એના મોઢા આગળ વહેંતીયા જેવડો લાગે!

એને ઉઠાડવો એટલે મોતને નોતરવા જેવું હતું ! રણધીરને અરૂણની વાંસળી યાદ આવી. એ એણે વગાડી એટલે રાક્ષસ ઘસઘસાટ ઉંઘવા મંડયો.

અને એડી મારીને એણે ઘોડાને ઠેકાવ્યો તે રાક્ષસને ઓળંગીને બીજી બાજુ પડયો.

આગળ જતાં એક સુંદર વહેળો આવ્યો. અનેક અપ્સરાઓ એમાં સ્નાન કરતી હતી. રણધીરે વાંસળી વગાડીને એમને પણ મુગ્ધ કરી.

ત્યાંથી આગળ ચાલ્યો એટલે થોડીવારે ઉષાદેવીનો મહેલ આવ્યો. સફેદ આરસ પહાણનો આકાશ સાથે વાતો કરતો એ મહેલ એવો તો મનોહર હતો કે ન પૂછો વાત !

રણધીર ત્યાં પહોંચ્યો અને એનાં રત્નજડીત પગથીયાં ચઢીને મહેલમાં ગયો. એક પછી એક અડતાલીસ ઓરડા એ જોઇ વળ્યો પણ ઉષાદેવીનાં દર્શન થયાં નહિ.

ઓગણપચાસમો ઓરડો અતિ વિશાળ અને ભવ્ય હતો. એમાં પાણીનો એક સુંદર હોજ હતો અને હોજની બાજુમાં ઉષાદેવી ગુલાબી ઉંઘ લેતાં પોઢયાં હતાં.

જરાપણ અવાજ ન થાય એવી સાવચેતી રાખીને રણધીર આગળ વધ્યો.

એ હોજ આગળ પહોંચ્યો ત્યાં તો એ ઠરી જ ગયો.

એક અજબ દેખાવ એની નજરે પડયો. હોજમાંથી એક હાથ એકાએક ઉંચો થયો અને આકાશવાણી સંભળાઇ

'વીર રણધીર! આખરે તું જીત્યો છે. આ ફુલનો ગુચ્છો અને અમૃતનો કુંજો છે.'

રણધીરે પેલા અદ્‌ભૂત હાથ પાસેથી ફુલનો ગુચ્છો ગુચ્છો અને અમૃતનો કુંજો લીધાં. પુલની એણે માળા કરીને ઉષાદેવીને પહેરાવી અને પોતે અમૃતપાન કર્યું.

ઉષાદેવીની ઉંઘમાં ખલેલ કરવાનું એને વ્યાજબી ન લાગ્યું. ધીરે રહીને એણે હોજમાંથી કુંજો ભરીને પાણી લીધું અને ઉષાદેવીને વંદન કરીને ચાલવા માંડયું.

પાછા ફરતાં એ અરૂણને મળ્યો.

અરૂણે એને આશિર્વાદ આપ્યો.

આગળ ચાલતાં એ જવાલાદેવીને મંદિરે આવ્યો. જવાલાદેવીએ એને કૈં કૈં શિખામણો આપી.

અને પછી હીમેશ્વરીને વંદન કરીને એ આગળ વધ્યો.

હવે એને ચિંતા થઇ કે રાજાજીની શી દશા હશે? એને પેલી અજબ પેટી સાંભરી. એ એણે ઉઘાડી.

'રાજાજી કાળને કિનારે છે' પેટી બોલી. 'એમને બરાબર દેખાતું પણ નથી. રઘુ અને રાયમલ પાછા ફર્યાં છે અને એમને રાજ આપવાની આજીજી કરે છે. રાજાજી એકના બે થતા નથી. એ તો કહે છે કે ઉષાદેવીના હોજનું પાણી જે લાવે તેને રાજ આપું.'

અને પવનવેગે એનો પરાક્રમી ઘોડો જતો હતો.

રસ્તામાં એણે કોઇનો આર્તનાદ સાંભળ્યો એનું કરૂણ

હૃદય એ સાંભળવા ને દુઃખ ભાંગવા તત્પર થયું પણ એકાએક ત્રણ પરીઓ એની પાસે આવીને બોલી ઉઠી :

'રણુધીર ! એ માર્ગે જવાની જરૂર નથી રઘુ અને રાયમલે એ બાજુ તમારા માટે જાળ ફેલાવી છે.'

છતાં રણુધીર એ તરફ ગયો એની અજાયબી વચ્ચે એણે રઘુ અને રાયમલને રડતા જોયા એ એમની નજીક ગયો ત્યાં તો બેઉ જણુ ઉઘાડી તરવારે એના તરફ દોડ્યા.

ખરેખર ! રાજ લોભ કૈં જેવો તેવો છે ! ભાઇ ભાઇનું ગળુ કાપવા તૈયાર થઇ ગયા !

પણ રણુધીરે હસતે મોઢે પેલી વાંસળી કાઢી અને વગાડી. બેઉજણુ એકાએક ઉંઘમાં પડ્યા.

રણુધીર આગળ ચાલ્યો.

એ રાજાજી પાસે જઈ પહોંચ્યો અને એમને અમૃતના કુંજામાં ભરેલું ઉષાદેવીના હોજનું પાણી આપ્યું.

રાજાજીએ પોતાનું મોઢું એનાથી ધોયું અને થોડુ પાણી પીધું એટલે એકાએક એમની આંખો ઉઘડી, ચહેરો પ્રફુલ્લિત થયો અને મંદવાડ ભાગી ગયો.

રાજાજીની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ. એમણે રણુધીરનો વાંસો થાબડીને શાબાશી આપી.

'હજી એક જણુ બાકી રહી ગયો.' રણુધીરે કહ્યું.

'કોણુ ?' રાજાજીએ પૂછ્યું.

'મારો સાથીદાર.'

'એ ક્યાં છે ?'

રણધીર રાજાજીને લઇને પોતાનો ઘોડો જ્યાં બાંધ્યો હતો ત્યાં ગયો પણ ત્યાં કાંઇ જ જણાયું નહિ. ઉંચે જુવે ત્યાં આકાશમાં ફ્ડફ્ડાટ સંભળાયો અને આકાશમાંથી નીચેના શબ્દો એમને કાને અથડાયા.

'હું જાઉં છું રણધીર ! પરીઓના પ્રદેશમાં પરીઓની રાણી મારી રાહ જુએ છે. હું એમનો માનીતો અશ્વ છું.'

રાજાજીનો ચહેરો સુંદર થઇ ગયો અને એમણે વરસો સુધી રાજ કર્યું.

પોતાની અવસ્થા થઇ એટલે એમણે રણધીરનો રાજ્યાભિષેક કર્યો.

રઘુ અને રાયમલ હજી ઉંઘ્યા જ કરે છે.



# મનુ

*

'ચાલ જીવ! આમ માથે હાથ દઇને બેસી રહ્યે કૈં વળવાનું છે! ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે!'

મનુનાં માબાપ મરી ગયાં હતાં. ઘરમાં ખાવાનું ખૂટયું હતું એટલે એ કમાવા જવાનો વિચાર કરતો હતો.

આપસમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ. બેઠા બેઠા ખાધા કરે તો ભર્યા ભંડાર પણ ખૂટી જાય તો ગરીબનો વારસો તે શી વિસાતમાં!

મનુ ચાલ્યો કમાવા–

રસ્તામાં એને એક શેઠ મળ્યા!–શેઠે પૂછયું: 'કયાં જાય છે? ભાઇ!'

મનુ કહેઃ 'કમાવા.'

'મારે માણસની જરૂર છે,'

'તો તમારે ત્યાં આવું.'

'મારૂં કહ્યું કરે અને ત્રણ વરસની બંધણી કરે તો ચાકરી રાખું.'

'પણ પગાર ?'

'પહેલે વરસે મણ મહોર, બીજે વરસે બે મણ ને ત્રીજે વરસે ત્રણ મણ સોના મહોર આપું પણ મારૂં કહ્યું કામ કરવું પડે.'

આવી સારી નોકરી બીજે કયાં મળવાની હતી ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જવાની જરૂર શી ? મનુએ તરત હા પાડી.

'જો ભાઇ ! તને મારૂં કામ ગમે તેવું વિચિત્ર લાગે, એ કરવાનું ગમે કે ન ગમે પણ તારે કરવું પડશે. આનાકાની કરીશ તે ચાલશે નહિ.'

'એ બધું યે કબુલ ! મારૂં કામ જોજો ને પછી વાત કરજો.'

બેઉને એક બીજાની વાતથી સંતોષ થયો.

શેઠ મનુને લઇને પોતાને ઘેર આવ્યા. એમનું ઘર ભર જંગલમાં હતું. ચારે બાજુ વસ્તીનું નામ નહિ. એવો તે શેઠનો શો વેપાર હશે !

બીજે દિવસે સવારે શેઠે મનુને કામ સોંપ્યું.

'આ બધાં જનાવર બાંધી દીધાં છે તેમને તારે ખાવાનું આપવાનું છે. દરેકને એકેક પૂળી ઘાસ અને પાલી પાલી અનાજ આપજે.'

મનુએ જોયું તો અનેક પ્રકારનાં જંગલી જનાવર બાંધી દીધેલાં. સસલાં, ભુંડ, હરણુ, રોઝ, શાહુડી, શિઆળ એમ.જાતજાતનાંજનાવરની હારો બાંધી દીધેલી. ખાસ્સો એક ગાઉ જેટલો લાંબો શેઠનો તબેલો હતો.

સવારથી સાંજ સુધી સખત મહેનત કરી ત્યારે બધાયે જનાવરને પહોંચી વળાયું.

આવું કામ રોજે રોજ કરવાનું હોય તો ત્રણ વરસને બદલે ત્રણ દિવસ રહેવાશે કે કેમ એનો મનુને વિચાર થઈ પડયો.

એ તો બિચારો થાકયો પાકયો સુતો તે ઘસઘસાટ ઉંઘી ગયો અને એકી ઉંઘે સવાર પડી.

આળસુ માણસ પાસાં ઘસી ઘસીને થાકે તો યે એની રાત વીતતી નથી ને મહેનતુની રાત જણાતીયે નથી.

શેઠે એને બોલાવીને કહ્યું: 'હવે કૈં કામ નથી. કાલે તેં બધાં જનાવરને બરાબર ખાવાનું આપ્યું હતું એટલે હવે તું આરામ લે.'

એમ કહીને શેઠ કૈં બબડયા.

હવે મનુને ખબર પડી કે એનો શેઠ કોણ હતો. એ જેવો કૈંક બબડયો તેવો જ મનુ માણસમાંથી હરણ બની ગયો.

અને આખા જંગલમાં એ રખડી રખડીને થાકી ગયો. એના સિવાય એકકે જનાવર છુટ્ટું ન હતું એટલે બધાય શિકારી એનો પીછો પકડતા અને એ ચારે પગે કુદતું ને નાસતું.

છતાં એ એવી જીંદગીથી ટેવાઇ ગયું અને એમાં પણ એને મઝા પડવા માંડી.

વરસ પુરૂં થયું એટલે એના શેઠે એને બોલાવી લીધું.

એનો શેઠ જબરો જાદુગર હતો એ તો એની ખાત્રી થઈ જ ગઇ હતી.

એણે મનુને હરણનો માણસ કરીને કહ્યું: 'આવતી કાલે તારે ફરીથી બધાં જનાવરને ખાવા આપવાનું છે.

મનુ કહે: 'ઠીક.'

અને બીજે દિવસે મનુએ બધાં જનાવરને તે દિવસની માફક જ ખાવાનું આપ્યું.

'તારા કામથી મને સંતોષ થયો છે.' ત્રીજે દિવસે શેઠે મનુને કહ્યું. 'તને હરણનું જીવન કેવું લાગ્યું?'

'બહુ જ સરસ. પહેલાં પહેલાં તો કંટાળો આવ્યો પણ પછી તો ખુબ મઝા પડી.'

'ઠીક.' એમ કહીને કૈંક બડબડાટ કરીને એણે મનુને માણસમાંથી કાગડો બનાવી દીધો.

આમથી તેમ ફરવા કરતાં ઉંચે ઉડવાનું મનુને ઘણું ગમ્યું. એનું આખું યે વરસ આનંદમાં વીત્યું.

વરસ પુરૂં થયું એટલે ફરીથી એનું એ કામ સોંપવામાં આવ્યું અને પાછો એને માણસમાંથી મગર બનાવી દીધો.

મગરના જીવનમાં પણ મનુને મઝા પડી.

એક દિવસ ફરતાં ફરતાં એ એક મહેલ પાસે આવી લાગ્યો. એ આખા યે સોહામણા મહેલમાં એકજ કુમારિકા નજરે પડતી હતી.

'આ વખતે હું મારા અસલ સ્વરૂપમાં હોઉં તો કેવું સારૂં!' મનુને એવો વિચાર થયો અને એણે પોતાનો શેઠ શું બબડતો હતો તે યાદ કરવા માંડયું. છેવટે એને એ શબ્દો યાદ આવ્યા અને બોલ્યો ત્યાં તો એ પોતાના અસલ સ્વરૂપમાં આવી ગયો.

એને જોઇને પેલી કુમારિકાએ આવકાર આપ્યો.

'ઠીક થયું કે તમે આવ્યા.' એ બોલી. 'હવે મને ગમશે.'

'તું અહીં એકલી કેમ રહે છે?' મનુએ પૂછયું.

'મને મારા બાપે અહીંઆં રાખી છે. મારો બાપ ભારે જાદુગર છે.'

'પેલો જંગલમાં શેઠ થઇને રહે છે તે તો નહિ?' મનુએ પૂછયું.

'તેજ. તમે એને કયાંથી ઓળખો?'

મનુએ પોતાની વાત કહી.

'એજ એ જાદુગર. સારૂં થયું કે તમે મને મળ્યા. મારૂં નામ વીણા.'

મનુ ને વીણા આનંદમાં રહેવા લાગ્યાં.

વખતને જતાં કૈં વાર લાગે છે! વરસ પુરૂં થવા આવ્યું એટલે મનુએ પાછા મગર થઇ જવાનો વિચાર કર્યો.

વીણા બોલી: 'તમે જશો એટલે મને ગમશે નહિ. આપણે હવે કૈં પણ કરીને જાદુગરનું કાસળ કાઢવું જોઇએ.'

'એનો ઉપાય તને આવડે છે?'

'હું કહું એમ કરજો. એની પાસેથી તમે તમારા પગારના પૈસા લઈ લેજો અને પરવતપુરના રાજાને ત્યાં ચાકરી રહેજો. પરવતપુરનો રાજા મારા બાપનો દેવાદાર છે. એની પાસે છ મણ સોનામહોરનું લેણું નીકળે છે, એ આપવાની રાજાની શક્તિ નથી. તમે રાજાને ઉદાસ જુઓ ત્યારે પૂછજો અને પછી એને એક શરતે પૈસા ધીરજો. તમારી શરત કબુલ કર્યા સિવાય રાજાનો છૂટકો નહિ થાય. એ શરત મુજબ રાજાજીની આગળ જઇને તમે મારા પિતાજીના મહેલની કાચની બારીઓ ફોડી નાખજો.

'રાજા પોતાનું દેવું પતાવશે તોપણ મારા પિતાજી તેનો પલ્લો છોડશે નહિ. એ એની પાસેથી નુકશાની વસુલ કરવા માગશે; તે વખતે તમે કહેજો કે જે કહેશે તે ભરી આપીશું.

'નુકશાની તરીકે એ ચાર સવાલ પૂછશે. એક તો 'મારી દિકરી કયાં છે?' તમે કહેજો કે 'દરીયામાં' પછી પૂછશે 'તમે એને ઓળખશો?' તમે કહેજો 'હા.' એટલે

એ મારા જેવી સેંકડો કુમારિકાઓને તમારી નજર આગળથી પસાર કરશે. હું તમારી પાસેથી જતી વખતે જમણો હાથ ખભે લગાડીશ તે ઉપરથી મને ઓળખી કાઢજો. તે પછીએ પૂછશે કે 'મારૂં કલેજું ક્યાં છે?' તમે કહેજો કે 'એક માછલીના પેટમાં.' એ પછી પૂછશે 'તમે માછલી બતાવશો?' તમે 'હા' પાડજો. તે પછી એ હજારો માછલીઓ તમારી પાસેથી પસાર કરશે ત્યારે હું ખરી માછલી આવશે તે વખતે તમારા તરફ આંગળી કરીશ એટલે તમે એ માછલી પકડી લેજો અને એના કકડા કરી નાખજો. કકડા થતાં વેંત જ મારા પિતાજી મરણ પામશે અને આપણા ત્રાસનો અંત આવશે.'

મનુએ એ મુજબ ધ્યાન દઇને કરવાનું વચન આપ્યું અને પોતે વખતસર મગર થઇ ગયો.

જાદુગરે એને બોલાવ્યો એટલે એ હાજર થઇ ગયો.

'ત્રણ વરસ તેં મારી સારી રીતે ચાકરી કરી છે. એક વરસ વધારે ચાકરી કરીશ તો તને બીજી છ મણ મહોર આપીશ'

'આપની મોટી મહેરબાની! મારે હવે ઘેર જવુ ન હોત તો જરૂર આપની નોકરી એક વરસ વધારે કરત પણ વળી બીજી કોઇ વખતે વાત.'

'તારે જ્યારે આવવું હોય ત્યારે આવજે. તને હું ખુશીથી નોકરીમાં રાખીશ' એમ કહીને જાદુગરે એને છ મણ સોના મહોરો જોખી આપી.

એ લઇને મનુ પરવતપુર ગયો. પોતાની મહોરો સારે ઠેકાણે દાટી દઇને એ રાજા પાસે ગયો અને રાજાના મહેલમાં ચાકરીએ રહ્યો.

એક દિવસ એણે રાજાને બહુ જ ઉદાસ જોયા એટલે એની ખાત્રી થઇ ગઇ કે રાજાની ઉદાસીનું કારણ વીણાએ કહ્યું હતું તેજ હશે.

'આપને શરીરે ઠીક નથી ?' એણે રાજાને પૂછ્યું.

'એવું કૈં નથી' રાજાએ કહ્યું.

'પણ આપનો ચહેરો ઘણો ચિંતાતુર છે એટલે પૂછું છું. આપને ચિંતા કરવાની શી જરૂર છે ? આપ ફરમાવશો તે મુજબ કામ કરવા સેવક તૈયાર છે.'

રાજાએ છેવટે પોતાની ચિંતાનું કારણ કહ્યું, એટલે મનુએ એ ચિંતા ટાળવાનું એક શરતે વચન આપ્યું.

રાજાએ એની શરત કબુલ કરી એટલે મનુએ રાજાને સોનામહોરો આણી આપી. રાજાનો ચહેરો પ્રફુલ્લિત બની ગયો. એના આનંદની સીમા ન રહી !

શરત મુજબ મશ્કરાના વેષમાં મનુ જાદુગરના મહેલ તરફ દોડ્યો અને ફડાફડ ચાર છ કાચ ફોડી નાખ્યા.

જાદુગર ચીઢાયો 'તારા રાજાની પાસે પૈસા આપવાનું ઠેકાણુ નથી અને પાછા તારા જેવા મુરખા મારૂં નુકશાન કરે છે ! આવવા દે એને એટલે બધું એની પાસે વસુલ કરૂં છું.'

રાજાએ આવીને દેવા પેટે સોનામહોરો આપી.

'પણ આણે મારૂં નુકશાન કર્યું તેનું શું ?' એણે પૂછ્યું.

'તે ભરપાઇ કરી આપીએ.' મનુ વચ્ચે બોલી ઉઠયો.

'મારા ચાર સવાલના જવાબ આપો–'

'પૂછો.'

'એકતો–મારી દીકરી કયાં છે ? '

'તમારી દીકરી વીણા દરીયામાં છે.'

જાદુગર હસી પડયો.

'એને તમે ઓળખશો ?' એણે ફરી પૂછ્યું.

'અહીં લાવો એટલે ઓળખીશું.'

એક પછી એક એકસો કુમારિકાઓને જાદુગરે ત્યાંથી પસાર કરી.

આગળ થયેલી ગોઠવણ મુજબ વીણાએ હાથ ઉંચો કર્યો એટલે મનુએ એને ઓળખી કાઢી.

'હવે બોલો–મારૂં કલેજું કયાં છે ?'

'માછલીમાં'

'અને માછલી કયાં છે ? '

'અહીં લાવો એટલે બતાવીશું.'

એક પછી એક હજાર માછલીઓ જાદુગરે ત્યાં આગળથી પસાર કરી. ખરી માછલી આવી એટલે વીણાએ ઇસારત કરી કે તરત જ મનુએ એ માછલી પકડી લીધી અને બહુ જ ચપળતાથી એના ચાર કકડા કરી નાખ્યા.

માછલીના કકડા થતાં વેંત જ જાદુગર જમીન પર ફસડાઈ ગયો અને પગ ઘસીને મરણ પામ્યો.

આ બનાવ જોઈને રાજા આભો જ બની ગયો. પોતાના ઉપર મનુએ કરેલો ઉપકાર તાજો જ હતો; એટલે એ બેઉ જણને પોતની સાથે પરવતપુર લઇ ગયો.

રાજાને કંઇ સંતાન ન હતું એટલે એણે મનુને દત્તક લીધો અને પોતાનું રાજ સોંપ્યું.

ઘણી જ ધામધુમથી મનુ અને વીણાનાં લગન થયાં.

પછી ?

પછી એમણે ખાધું પીધું ને રાજ કીધું.

*

# અણુઘડ

*

એક હતો રાજા. તેને સાત કુંવર. છ સુઘડ ને સાતમો અણુઘડ. છ કુંવરની સૌ કોઇ ખબર લે ને લાડ કોડમાં ઉછેરે, સાતમાનો કોઇ ભાવ પણ ન પૂછે.

અણુઘડ કુંવરનું નામ અનુપ.

રાજાજીના બાગમાં એક મોટું ખજુરીનું ઝાડ હતું. ઝાડ પણ ઘણું ઉંચુ અને એનું ખજુર પણ બહુ મીઠું.

ખજુરની લુમખીઓ થોકબંધ આવે, પીળાશપરથી કેસરી થાય ને પાક પર ચઢે. જાણે કે કાલે પાકો જશે એટલે ઉતારશું એમ વિચાર કરીને રાજાજી એક રાત એને સાચવવાનું કામ પોતાના કુંવરને સોંપે પણ બીજે દિવસે જુએ તો બધું યે ખજુર ગેપ. લુમખીઓ ખાલી ખટ !

એક વરસ, બે વરસ ને ત્રણ વરસ એમ કરતાં કરતાં છ વરસ ગયાં. છયે કુંવરે વારા પૂરતી ઝાડ સાચવ્યું પણ રાતો રાત બધી યે લુમખીઓ સફાચટ થઇ જતી. એનું શું થતું તે સમજાતું પણ નહિ.

સાતમે વરસે લુમખીઓ પાકવાની થઇ ત્યારે એની ચોકી કરવાનું કામ રાજાજીએ દિવાનના દિકરાને સોપવાનું નક્કી કર્યું.

અનુપકુમારે એ વાત સાંભળી એટલે એને લાગી આવ્યું. એ સીધો રાજાજી પાસે ગયો અને પૂછ્યું:

'ખજુરની લુમખીઓ સાચવવાનો આ વરસે મારો વારો છે તો પછી એ કામ બીજા કોઇને શા સારૂ આપો છો?'

'તારા છયે ભાઇથી બરાબર સાચવણી નથી થઇ તો તારાથી ઓછી જ થવાની છે!' રાજાજીએ કહ્યું.

'જેવું આવડશે એવું સાચવશે' રાણીજીએ સમજાવવા માંડયું 'તમે તમારે એને સોંપોને.'

'ઠીક ત્યારે આ વરસે તું સાચવજે.' રાજાજીએ કહ્યું.

આગલે દિવસે અનુપે બરાબર ઉંઘી લીધું પછી એણે વિચાર કરવા માંડયો.

'એ લુમખીઓ કયાં જતી હશે? કોઇ લઇ જતું હોય તો એનાં પગલાં તો પડને! વાથી પડતી હોય તો ખજુર નીચે પડે પણ આ તો એકાએક ખલાસ થઇ જાય છે માટે એને કોઇ પક્ષી ખાઇ જતુ હોવું જોઇએ.'

એવો વિચાર કરી એણે પક્ષીને પકડવા યુક્તિ કરી.

રાત પડી ને એણે ચોકી કરવા માંડી.

અધરાત, મધરાત ને પાછલો પહોર થયો. આંખમાં ઉંઘ ભરાઈ, પણ અનુપ કૈં ઉંઘને ગાંઠે !

એકાએક આકાશમાં હમહમાટ થયો, એક જબરજસ્ત પંખી ઉડતું ઉડતું આવ્યું.

અનુપની યુક્તિ એના આગળ ન ફાવી. એ ઘણું જ જબરૂં હતું.

પણ અનુપ ધીરે રહીને પંખીની નજીક ગયો અને એની પાંખે બાથ ભરીને વળગી પડયો.

પંખીને એનો ભાર જણાયો એટલે એ એકાએક આકાશમાં ઉડયું.

અને એ અનુપને લઇને આભલાંની યે પેલી પાર ઉડયું.

પૃથ્વી સાવ નાની દેખાવા માંડી. પંખીએ ઉડયા જ કર્યું.

વાદળદેશ વટાવીને એ અનંત આકાશને કિનારે આવી પહોંચ્યું. ત્યાં પવનનું તો નામે ય નહિ !

અનુપ મુંઝાયો પવન વિના માનવી શી રીતે જીવી શકે ?

'મને છોડ' પંખી બોલ્યુ'.

'કદી નહિ.' અનુપે જવાબ આપ્યો. 'જીવ જાય તો ભલે પણ છોડવાની વાત નહિ બને.'

'ઠીક.' કહેતું પક્ષી સડસડાટ નીચે ઉતરવા લાગ્યું.

સરરર સરરર કરતું એ નીચે ઉતર્યું અને ખજુરના ઝાડ આગળ આવી પહોંચ્યું.

તું થાકી ગયું હઈશ માટે આ ખજુરની પેસી ખા.' એમ કહીને અનુપે પક્ષીને ખજુરની પેસી તોડી આપી.

એ ખાતાં વેંત જ પક્ષીનું રૂપ ફરી ગયું. પક્ષીને બદલે ભયંકર ઘુઘવાટ કરતી વાઘણ એની નજરે પડી.

'અનુપ! જાદુનો એક પડદો ચીરાય છે અને તારી મદદથી હું એમાંથી સહીસલામત પાર પડું છું.'

એમ કહીને વાઘણ ચાલી ગઈ.

બીજે દિવસે રાજાજીએ ખજુરની લુમખીઓ સારી રીતે સચવાયલી જોઇ અને એમનો આત્મા પ્રસન્ન થયો. જે કામ બીજા કુમારોથી ન થયું તે અનુપે કર્યું તેથી તેમને સંતોષ થયો અને અનુપને માટે સારી લાગણી થઇ.

થોડા દિવસમાં ખબર આવી કે એક ભયંકર વાઘણ લોકોને ખુબ રંજાડે છે અને ઢોર ઢાંકરને મારી નાંખે છે.

રાજાજીએ એનો ત્રાસ મટાડવાનું કામ અનુપને સોંપ્યું. હવે એમને અનુપ પર વિશ્વાસ બેઠો હતો.

એવામાં ખુમ પડી કે છ યે કુંવરો સહેલ કરવા ગયા હતા ત્યાં વાઘણે એમને મારી ખાધા. એ સાંભળીને અનુપ દોડયો.

ખુબ ખાઇને વાઘણ સુતી હતી. અનુપે એને જોઇ

અને છાનામાના પાસે જઇને તરવારને એકકે ઝટકે એનું ડોકું ઉડાવી દીધું.

પણ એવામાં બાજુએ કંકણુનો ખખડાટ થયો. અનુપે ચમકીને એ બાજુએ જોયું તો રૂપરૂપના અંબાર જેવી એક કુંવરીને જોઇ.

'તમે અહીંયાં કયાંથી ?' અનુપે પૂછયું.

'આકાશમાંથી !' કુંવરી બોલી.

'તમે મને બીજી વખત જાદુઇ જાળમાંથી બચાવી. પહેલી વખત પંખીણીના દેહમાંથીને આ વખતે વાઘણુના જીવનથી.'

'એમ ! ત્યારે મારા ભાઇઓ કયાં ?'

'વાઘણુના દેહનું પેટ ફોડી નાખો એટલે એ છયે જીવતા નીકળશે.'

અનુપે એમ કર્યું એટલે છયે કુંવર જીવતા જાગતા બહાર નીકળ્યા.

અનુપ તો પેલી કુંવરી પાછળ ગાંડો થઇ ગયો. એને એ કુંવરીને પરણુવાની રઢ લાગી.

રાજાજીએ ભારે ધામધુમથી અનુપનાંએ કોડવતી કુંવરી સાથે લગન કર્યાં અને પોતાની પાછળ એને રાજ્ય મળે એવી ગોઠવણુ કરી.

અનુપે ખાધું પીધું ને મોજ કરી.

*

# અમરાવતી

*

એક હતું જંગલ. એવું ગાઢું કે માણસ એમાં અટવાઈ મરે. એ જંગલમાં કોઇથી જવાય નહિ. નવાઇ નવાઈની એની વાતો ચાલે.

કોઇ કહેતું કે એમાં આકાશે પહોંચે એવા ભડકા કરીને એક ડોશી રાંધે છે ને ચારે બાજુ નાનાં નાનાં છોકરાં ગાંડાં થઇને નાચે છે.

કોઇ કહેતું કે એમાં હજારો ભૂતો ને લાખો ચૂડેલ તથા ડાકણો રહે છે તે માણસની ચકલી બનાવી દે છે.

કોઇ કહેતું કે એમાં એવાં સુંદર ફુલ અને મીઠાં મઝાનાં ચણીબોર થાય છે કે જાણે ખાધા જ કરીએ. કરમદાં

ને ચોરોળી પણ લચકાલોળ: ખાતાં ખાતાં ધરાઇ જઇએ ને માણુસ મટીને ગધેડા થઈ જઇએ.

કોઇ કહેતું કે એમાં ચણાનાં મોટાં મોટાં ઝાડ છે અમે એક ડાળે ચણાના પોપટાં આવે છે ને બીજી ડાળે દરાખના લુમખા આવે છે. ભૂલેચુકે કોઇ દરાખ ખાય તો એનું નાક બાર હાથ લાંબુ થઈ જાય છે અને ગધેડાના જેવા કાન થઇ જાય છે.

એમ તરેહતરેહની એના વિષે વાતો ચાલતી હતી.

એ બધી યે વાતો બહુ જૂના વખતથી ચાલી આવતી હતી. કોઇની એ જંગલમાં જવાની છાતી ચાલતી નહિ.

એ દેશના રાજાએ એક વખત જંગલ કપાવવાનો વિચાર કર્યો અને પાંચ સાત કઠીયારાને ઝાડ કાપવા મોકલ્યા.

કઠીયારાએ કુહાડી ઉગામી ને ઝાડને મારી ત્યાંતો ઝાડમાંથી ભકભક કરતી લોહીની ધાર વછૂટી અને કોઇ કકણતુ હોય એવો અવાજ આવ્યો. એ જોઇને કઠીયારા ડઘાઇ ગયા અને બીકના માર્યા ઉભી પુંછડીએ નાઠા.

તે પછીથી કોઇ એ જંગલમાં ઝાડની ડાંખળી સુદ્ધાં તોડતું નહિ.

એ જંગલથી થોડે દૂર એક ગામ હતું. એમાં એક છોકરી રહે. એનું નામ અલકા.

અલકાની મા મરી ગઇ હતી. એની સંભાળ લેનારૂં કોઈ ન હતું. એની સાવકીમા એને ધમેડતી અને પાર-વગરનું દુઃખ દેતી.

સાવકીમાના સંતાપથી અલકા ત્રાસી ગઇ હતી.

એક દિવસ અલકા બીજાં છોકરાં સાથે ચણીબોર ખાવા ગઇ હતી. આ જાળું પેલું જાળું કરતાં બધાં છોકરાં પેલા જંગલમાં જઇ પહોંચ્યાં. ત્યાંના ચણીબોર મીઠાં મધ જેવાં અને એવાં લાલ સુરેખ કે કોઇને એ છોડીને જવાનું મન ન થાય. એમજ થાય કે જાણે વીણ્યાજ કરીએ.

'વ્હાઉ, વ્હાઉ, વ્હાઉ !' સાંભળીને બધાં છોકરાંએ તે તરફ જોયું તો એક છોકરી હાથમાં કુતરો લઇને દોડી આવતી હતી. એના રસ્તામાંનાં ઝાડ બાજુએ ખસી જતાં હતાં.

એ જોઇને બધાં છોકરાં દુમ દબાવીને દોડયાં. માયાવી જંગલની એમને ભારે બીક હતી.

પહેલાં પહેલાં તો અલકાને પણ નાસી જવાની ઇચ્છા થઇ છતાં એ મન સાથે કૈં વિચાર કરીને ઉભી રહી.

એ જંગલમાં ગમે તેવું દુઃખ હોય પણ એ સાવકી માના સંતાપ કરતાં વધારે નહિ હોય એવો એને વિચાર આવ્યો હતો.

'સારૂં થયું કે તું ઉભી રહી.' પેલી છોકરી એની પાસે આવીને બોલી. 'પેલાં બધાં નાશી કેમ ગયાં ?'

'તારાથી ડરીને.' અલકા બોલી. 'માયાવી જંગલથી બધાય ડરે છે'

'એમાં ડરવાનું શું છે ! તું મારી સાથે આવીશ ? આપણે બેઉ સાથે રમીશું, ફરીશું ને મઝા કરીશું.'

એ છોકરી અલકા જેવડી હતી પણ એનો દેખાવ અને પોષાક એટલાં સુંદર હતાં કે અલકા એને જોઇને જ અંજાઇ ગઇ હતી. એની સાથે જવાનું, રમવાનું ને રહેવાનું હોય તો મઝા પડે એમ વિચાર કરીને એણે હા પાડી.

ગમે તેમ પણ ત્યાં સાવકીમાનો ત્રાસ નહિ નડે એ એક જ વિચારથી અલકાને મન સંતોષ હતો.

અલકા એની સાથે ગઇ.

જેમ જેમ એ જંગલમાં જતાં ગયાં તેમ તેમ એમનો રસ્તો સાફ થતો ગયો. આજુબાજુનાં ઝાડ ખસતાં ગયાં અને એમની પાછળનો રસ્તો પુરાતો ગયો.

અલકાની ખાત્રી થઇ કે એની સાથેની છોકરી અદ્‌ભૂત હતી અને તેથી જ જંગલ એને માર્ગ અપાતું હતું.

પેલી છોકરી અલકાને પોતાની માતા પાસે લઇ ગઈ.

'હું એને લઇ આવી છુ" એણે કહ્યું. 'એ મારીસાથે હરશે ફરશે ને રમશે. આપણે એને રાખીશું ને બા !'

પણ જવાબ આપવાને બદલે એ તો હસી પડી ને એને માથે હાથ ફેરવવા લાગી.

અલકા એની પાસે ગઈ એટલે બીજો હાથ અલકાને માથે મુકયો.

'તમે કહેશો તે કામ કરીશ.' અલકા બોલી. 'મને

તમારી પાસે રહેવા દો. હવે હું ઘેર જઇશ તો મારી સાવકી મા મને ધમેડી નાખશે ને ખાવાય નહિ આપે.'

'ભલે દિકરા! અહીં રહેજે અને તમે બેઉ જણ રમજો.' એણે વહાલથી કહ્યું.

એ સાંભળી અલકાને સંતોષ થયો.

'ચાલ આપણે રમવા જઇએ.' પેલી છોકરીએ અલકાને કહ્યું 'તેં દરિયો જોયો છે ?'

'નારે! આટલામાં દરિયો છે જ કયાં ?' અલકાએ પૂછ્યું.

'હમણાં આપણે રમીશું".

એમ કહીને એણે એક નાની સરખી પેટી લીધી અને બેઉ જણ રમવા ચાલ્યાં.

વચ્ચે એક વાત કહેવાની રહી ગઇ. પેલી છોકરીનું નામ ઇલા હતું અને એ રહેતી હતી તે મોટો મહેલ હતો. એ મહેલની આસપાસ પણ બીજાં કેટલાંક જંગી મકાનો હતાં. ખરી રીતે તો એ જાદુઇ જંગલમાં અમરાવતી નામનું અદ્‌ભૂત નગર વસ્યું હતું અને ઇલા ત્યાંની રાજકુમારી હતી. એ નગરના રહેવાસીઓ અમર હતાં અને એમને ઉમરનો બાધ આવતો ન હતો. એમનું નાનપણ સેંકડો વરસનું અને પછી અખંડ યુવાની આવતી હતી.

ઇલાએ પોતાની પેટીમાંથી એક વાદળી કાઢી અને નીચોવી.

આંખ મીંચીને ઉઘાડીએ એટલામાં એ મહેલ અને બાગને ઠેકાણે ચારે બાજુ પ્રચંડ મોજાં ઉછાળતો મહાસાગર દેખાયો. એ જળનીધિમાં ઇલા અને અલકા ઉભાં હતાં એટલી જગ્યા જ નાના સરખા ટાપુ જેવી હતી.

ઇલાએ એક છીપ કાઢી અને બે નાની ચમચીઓ કાઢી.

પાણીમાં મુકતાં વેંત જ છીપની મોટી હોડી બની ગઇ અને ચમચીઓનાં હલેસાં થઇ ગયાં.

ઇલા અને અલકા હોડીમાં બેઠાં અને હલેસાં પકડીને હોડી ચલાવવા માંડી.

અલકાના આનંદનો પાર ન હતો. અપરમાના ત્રાસ-માંથી છૂટીને એ આવી મઝાની રમત રમતી હતી એટલે એ હરખાય એમાં કૈં નવાઇ છે!

દરિયામાં એમને બીજી હોડીઓ પણ સામી મળી. એમાં બેઠેલા માણસો ગાનતાનમાં ગુલતાન હતાં. સંગીતના મધુર સ્વર સાંભળીને ઇલાએ પણ ગાવા માંડયું.

ઇલા ગાતી હતી એ ભાષા અલકાને સમજાતી ન હતી પણ એનું ગાન એને બહુ જ પસંદ પડયું અને એકાગ્ર ચિત્તે તે એણે સાંભળ્યું.

પછી જેવું આવડયું તેવું અલકાએ ગાયું. એનું ગીત પણ ઇલાને ગમ્યું.

'છોકરાંઓ! હવે રમવાનો વખત થઇ રહ્યો,' ઇલાની માએ બુમ મારી.

પોતાની પેટીમાંથી વાદળી કાઢીને ઇલાએ પાણીમાં બોળી ત્યાં તો મોજાં ઉછાળતો દરિઓ જતો રહ્યો ને ઇલાને અલકા હોડીમાંથી ઉતર્યાં એટલે એ પાણી નાની સરખી છીપ બની ગઇ. ઇલાએ બધું પેટીમાં મુકી દીધું અને બેઉ જણી મહેલમાં ગઈ.

ત્યાં જઇને જોયું તો આઠ દસ સ્ત્રીઓ એકઠી થઇને ગીત ગાતી હતી. અલકાને એમાં કંઈજ સમજ ન પડી પણ એમનું સંગીત એને ઘણું જ ગમ્યું.

એક બાજુએ એક બુઢ્ઢો માણસ ઉભો હતો. એની દાઢી એટલી બધી લાંબી હતી કે ચાલે તોયે ચાર હાથ પાછળ ઘસડાય. અલકાએ એવી લાંબી દાઢીવાળો માણસ પહેલી જ વાર જોયો. અને લાગ્યું કે સંતાકુકડી રમતાં રમતાં એની દાઢીમાં સંતાઇ ગયાં હોય તો કોઇ ઝટ દઇને શોધી પણ ન શકે.

બુઢ્ઢાના હાથમાં ચાંદીની લાકડી હતી. સંગીત પુરૂં થયું એટલે ઇલાની માતાએ એને ભોજન સમારંભ શરૂ કરવાની સૂચના કરી. એણે લાકડી હલાવી ત્યાં તો બત્રીસાં શાકને તેત્રીસાં પકવાનના સોનાના થાળ આકાશમાંથી ઉતર્યા. લોટા પ્યાલા, ફળફળાદિ બધું એની મેળે આવીને ગોઠવાઇ ગયું. એ જોઇને અલકાના આનંદનો પાર ન રહ્યો.

જમી પરવાર્યા પછી હજી એક કામ બાકી રહ્યું હતું. અલકા અહીં આવી એટલે એની મા એને મરી

ગઇ માને એ ઇલાની માતાને પસંદ ન હતું. અલકાની જગ્યાએ કામ કરનાર કોઇ હોય તો ઠીક એવી ઇચ્છાથી બનાવટી અલકા અથવા અલકાની જાદુઇ ઢીંગલી ત્યાં મોકલવાનો એણે વિચાર કર્યો અને તે તેણે પેલા બુઢ્ઢાને જણાવ્યો.

થોડીવાર પછી એ અલકાના જેવી નાની સરખી ઢીંગલી લઇ આવ્યો અને અલકાનું માપ લઇને એમાં જોઇતા ફેરફાર કર્યા. પછી એણે એ ઢીંગલીના પેટમાં કકડો રોટલો મુકયો અને એક બાજુ કાણું પાડી નાના સરખા સાપને ઢીંગલીમાં પુર્યો.

'હવે મારે અલકાનું જરાક લોહી એમાં પુરવા જોઇએ.' બુઢ્ઢાએ કહ્યું.

એ સાંભળીને અલકા ગભરાઇ ગઇ.

'ગભરા નહિ બેટા!' ઇલાની માતાએ કહ્યું.

નાની સરખી ટાંકણી પર બુઢ્ઢાએ અલકાનું લોહી લઇને ઢીંગલીમાં દાખલ કર્યું.

જરાવારમાં ઢીંગલી વધી ગઇ ને અલકાના જેવી થઈ ગઇ.

ચાંદીની લાકડી બુઢ્ઢાએ અલકાને લગાડી એટલે એનાં લુગડાં બધાં બદલાઇ ગયાં. એણે પહેર્યાં હતાં તે લુગડાં ઢીંગલીના શરીર પર આપોઆપ પહેરાઈ ગયાં. ઢીંગલી પણ હાલતી ચાલતી અલકા જેવી અલકાજ થઇ ગઇ.

બુઢ્ઢાએ પોતાની ચાંદીની લાકડી ઢીંગલીને અડાડી એટલે એ તો ઉડી અને અલકાની સાવકી મા પાસે પહોંચી.

'અત્યાર સુધી કયાં ઢણકવા ગઇ હતી !' એમ કહીને એને સાવકી માએ ચાર પાંચ તમાચા માર્યા. અલકાએ તે સહન કરી લીધા.

સાવકી માનો માર અલકાઢીંગલીને લાગતો ન હતો. એ માર્યે જતી પણ તેની એને કાંઇ જ અસર થતી નહિ.

એનો બાપ ઘણી વાર એની વહારે આવતો અને પોતાની ગોદમાં લઇ એને માથે હાથ ફેરવતો. અલકાને અપાતા અન્યાયથી એને લાગી આવતું.

એમ કરતાં કરતાં ઘણા દિવસો વીતી ગયા.

એક દિવસ સાવકી માનો મિજાજ હાથથી ગયો. એ ખુબ ચીઢાઈ એણે અલકાઢીંગલીને ખુબ મારી ને હદ પારની ગાળો દીધી. અલકાનો મિજાજં પણ ગયો. એકાએક એ ધબાક દઇને પડી અને એના શરીરમાંથી નાગણ નીકળીને સાવકી માની જીભે ડંખ માર્યો.

ડંખ વાગતાં વેંત જ એનો જીવ ઉડી ગયો.

નાગણ ગઇ તેની સાથે અલકાઢીંગલીનું ખોખું ચે ચાલ્યું ગયું. પાછળ રહ્યો પેલો રોટલાનો કકડો

અલકાનો બાપ આવ્યો ત્યારે એને પોતાના ઘરના કજીયાની ખબર પડી અને એનું કેવું માઠું પરિણામ

આવ્યું તે પણ એણે જોયું. પોતાની સ્ત્રીના મરણ કરતાં અલકા જતી રહી એ વાતે એનું હૈયું ભરાઇ આવ્યું.

પોતાની સ્ત્રીને અગ્નિસંસ્કાર કરીને એણે. અલકાની તપાસ કરવા માંડી પણ કોઈ જગ્યાએ ભાળ મળી નહિ.

થાક્યો પાક્યો એક દિવસ એ પાછો ફર્યો ત્યારે એની નજર પેલા રોટલાના કકડા પર પડી. એ લઇને એણે ખાધો. ખાતાં વેંતજ એને ઉંઘનાં ઝોકાં આવ્યાં.

એ ખુબ ઉંઘ્યો. ઉઠીને જુએ છે તો એનું ઘર બદલાઇ ગયું હતું. એના તુટ્યા ફુટ્યા ઘરને ઠેકાણે આલીશાન મકાન બની ગયું હતું અને એની નજર સામે સોના મહોરોથી ભરેલો એક ચરૂ પડ્યો હતો.

એકાએક આ મહેરબાની કોણે કરી હતી તેતો એને સમજાયું નહિ પણ પ્રભુએ પોતાનાં સત્કર્મનો બદલો આપ્યો એમ માનીને એ પોતાના દિવસ આનંદમાં ગાળવા લાગ્યો.

હવે આપણે અલકાનું શું થયું તે જોઇએ.

વરસો વહેતાં ગયાં તેમ તેમ અલકા મોટી થતી ગઇ. જ્યારે ઇલા એવડી ને એવડી જ રહી.

ઇલાને હજી રમવાનું ગમતું પણ અલકાને રમતને બદલે જ્ઞાન સંપાદન કરવાની ભૂખ જાગી હતી.

'હવે અલકા રમતી કેમ નથી?' ઇલા ઘણીવાર પોતાની માતાને પૂછતી.

'એ હવે મોટી થઇ દિકરી !' એવું એ વહાલથી કહેતી.

એક દિવસ એણે અલકાને બોલાવી અને બાળ રમતો અને કિશોર તરંગોનો એનો વખત વહી ગયો છે તેથી એને માટે એણે ભણવાની વ્યવસ્થા કરી.

જતે દિવસે અલકા ઘણી મોટી થઇ. હવે એને પરણાવવાનો ઇલાની માતાએ વિચાર કર્યો.

અમરાવતીનાં અમરજનોમાં એ એકલી રહે, અને વૃદ્ધ થઇને કરમાય એ એમને પસંદ ન હતું. પોતાનો વિચાર એમણે અલકાને જણાવ્યો.

એ જાણીને અલકા ઘણી દિલગીર થઇ. આવા સારા સ્થાનનો અને આવી મમતાળુ માતાનો વિયોગ થશે એ વિચારજ એને ન ગમ્યો.

એને એમ થયું કે પોતે પણ ઇલા જેવી બાલિકાજ રહી હોત તો કેવું સારૂં ! હજી પણ પેલી જાદુઇ પેટીની દરિયા હોડીની રમતો રમ્યા કરત.

'તું જરા પણ ગભરાતી નહિ દિકરી ! તારી અમે બરાબર સંભાળ રાખીશું.' એમ અલકાને ઇલાની માતાએ દિલાસો દીધો.

બીજે દિવસે એમણે પોતાનો વિચાર પેલા બુઢ્ઢાને જણાવ્યો.

પુરતી ગોઠવણ કરીને બુઢ્ઢાએ પોતાની જાદુઇ લાકડી ઉંચકી.

આંખમાં આંસુ સાથે અલકાએ ઇલા અને એની માતાની રજા માગી.

ત્રણેની આંખમાં આંસુ આવ્યાં એવામાં બુઢ્ઢાએ પોતાની જાદુઇ લાકડી અલકાને લગાડી.

અલકા એકાએક માણુસને બદલે સમડી બની ગઇ.

ઉંચે, ઉંચે ઘણે ઉંચે એ ઉડવા લાગી.

સમડીના જીવનમાં પણ અલકાને અદ્‌ભૂત આનંદ આવ્યો.

એક દિવસે ચારે બાજુ ઘોમ ધખી રહ્યો હતો અને એ ઉડતી હતી એવામાં એને એક તીર વાગ્યું. એ ઘાયલ થઇને નીચે પડી.

યુવરાજ વસંતસેનને રાત્રે સ્વપ્નું આવ્યું હતું કે આજે એ શિકાર ખેલવા જશે તો એને એક અપાર સૌંદર્યવતી સુંદરી મળશે અને એને પરણશે તો બેઉનું જીવન પરમસુખમાં જશે.

અલકાને બાણુ મારનાર યુવરાજ વસંતસેન હતો.

કિકિયારી કરીને અલકા નીચે પડી ત્યાં તો એનું પક્ષી રૂપ જતું રહ્યું.

'ઓહો હો ! તમે અહીં ક્યાંથી ?' વસંતસેને અલકાને જોઇને પૂછ્યું.

'તમે મને બાણુ મારીને ઘાયલ કરી' અલકા બોલી.

'વાગ્યું તો નથીને ?'

'જે દેહને વાગ્યું હતું તે ઉડી ગયો.'

અલકાને લાગ્યું કે પોતાને માટે અમરાવતીની મહારાણીએ આ યુવરાજની પસંદગી કરી હશે. એને પણ એ પસંદગી ગમી.

યુવરાજ વસંતસેને પોતાના સ્વપ્નાની વાત કરી અને અલકાને પરણવાની માગણી કરી.

અલકાએ શરમાઇને હા પાડી.

થોડે દિવસે બેઉના લગન લેવાયાં.

લગનને દિવસે હીરા, મોતી, માણેક, પોખરાજ ને પરવાળાં ભરેલાં પચીસ ગાડાં પહેરામણીમાં આવ્યાં. અમરાવતીનાં માયાળુ મહારાણીની એ અલકાના લગ્ન પ્રસંગની ભેટ હતી.

અલકા જીવી ત્યાં સુધી એમણે એની બરાબર સંભાળ લીધી.

હજી યે એ માયાવી જંગલ વિષે તરેહ તરેહની વાતો એ તરફ ચાલે છે અને ધોળે દિવસે પણ એમાં પગ મુકવાની કોઇની હિંમત ચાલતી નથી.

અલકાની ખરી વાત એમને કોઇ કહે તો—

પણ ત્યાં એ વાત કહેવા કોણ જાય?

*

# આ પ ક ર્મી

*

એક હતો રાજા. એને બે કુંવરી રમા અને રાધા. બેઉ ભારે ચતુર.

એક દિવસ રાજાજી પૂછે: 'તમે આપકર્મી કે બાપકર્મી ?'

રમા કહે: 'બાપકર્મી'

રાજાએ એને એક મોટા સરદાર સાથે પરણાવી અને સારો જેવો ગરાસ કાઢી આપ્યો.

રાધા કહે: 'આપકર્મી.'

રાજાએ એ વાત મનમાં રાખી અને એનું પારખું જોવાનું નક્કી કર્યું.

એક દિવસે એમણે દિવાનને હુકમ કર્યો 'આવતી કાલે દરવાજો ઉઘાડતાં જે કોઇ ભારે રોગીષ્ટ માણસ પહેલો આવે તેની સાથે રાધાકુમારીને પરણાવવી છે માટે એવા માણસને મારી પાસે હાજર કરજો.'

દિવાનજીએ હુકમનો અમલ કર્યો,

હાથપગ દોરડી ને પેટ ગાગરડી એવો જલંદરનો રોગી દરવાજો ઉઘડતાં સૌથી પહેલો આવ્યો એટલે દિવાને એને રાજા પાસે હાજર કર્યો

રાજાએ ઘડીયાં લગન લેવરાવ્યાં અને પેલા જલંદર સાથે રાધાકુમારીને પરણાર્વા દીધાં. એને કરિયાવરમાં કાંઇજ આપ્યુજ નહિ.

રાધાકુમારીને લઇને જલંદર પોતાની ઝુંપડીમાં ગયો. રાધાએ એની આસના વાસના કરી અને આવો ભારે રોગ શાથી લાગુ પડયો હતો તે પૂછયું.

જલંદરે જવાબ આપ્યો: 'એમાં એનો નહિ પણ નસીબનો જ દોષ હતો અને ધરમ કરતાં ધાડ આવી હતી'

રાધાએ એની સારી રીતે ચાકરી કરવા માંડી.

એક દિવસ જલંદર ઉંઘી ગયો હતો અને રાધા બેઠી બેઠી કૈં વાંચતી હતી એવામાં એક ચમત્કાર થયો.

ફાટમાંથી એણે બીજી બાજુ જોયું તો જલંદરના મોંમાંથી એક મોટો સાપ નીકળ્યો અને બીજા એક સાપ જોડે વાતે વળગ્યો.

રાધા બેઉની વાત સાંભળવા લાગી.

'તને તો કૈં સુખનું ઠેકાણું મળી ગયું લાગે છે!'

'આવુ સુખ બીજે કયાં મળવાનું હતું?'

'પણ ભલા માણુસ આવા પરદુઃખ ભંજન રાજાને તું પીડે એ સારૂં નથી કરતો. ધરમ કરનારને ત્યાં ધાડ પડે તો પછી ધરમ કરશે કોણ?'

એ સાંભળી રાધાને પોતાના પતિના શબ્દો યાદ આવ્યા કે એને ધરમ કરતાં ધાડ પડી હતી.

'તને ડાહ્યો થવા કોણ કહે છે! મારૂં કુળ જ એવું છે. એમ ન કરૂં તો મારી ઈકોતર પેઢી લાજે. મારૂં ગુણદ્રોહીનું કુળ લાજે. અને તું ડહાપણ કરે છે પણ વિચાર તો કર કે માણુસ જાત પણ ગુણદ્રોહી છે કે નથી?'

'એની સાથે આપણને શું લાગે વળગે! મને તારી રીત નથી ગમતી.'

'તેમાં મને શી લેવા દેવા. નથી ગમતી તો છોને રહી મારી પાસે. હું કૈં ઓછો જ તને પૂછવા આવ્યો હતો કે તને મારી રીત ગમી કે ના ગમી. તું તારે રસ્તે ને હું મારે રસ્તે. કાજીજી કયું દૂબળા તો કહે સારે ગાંવકી ફીકર!'

'એટલી શેખી કરવી રહેવા દે! કોઈ સવા પાશેર ઝેર કચોલાં તેલમાં મેળવીને રાજાને પાશે તો તું કયાંય સાફ થઈ જઈશ.'

'અને તારા રાફડામાં સવાપાંચ શેર તેલ ઉકાળીને રેડશે તો તારા સોનાના ચરૂના ચરૂ પર ચોકી કરનાર કોઇ નહિ રહે.'

આમ એક બીજા સાથે ચડભડીને બેઉએ એક બીજાનાં મોતનાં સાધન ખુલ્લાં કર્યાં હતાં.

રાધાને એ વાત પરથી પોતાનો પતિ કોઇ રાજા છે અને ધરમ કરવા જતાં પેલા સાપે એના પેટમાં વાસ કર્યો છે, એને જો રાજાને સવા પાશેર ઝેર કચોલાં તેલમાં મેળવીને આપે તો સાપ મરી જશે અને રાજાનો રોગ મટી જશે એમ ખબર પડી.

એ ઉપરાંત એમ પણ એ જાણી ગઇ કે પેલા રાફડામાં સવા પાંચશેર તેલ ઉકાળીને રેડવાથી સાપ મરી જશે અને એની નીચે સોનાના ચરૂ દાટેલા છે તે મળશે.

બીજે દિવસે સવારે એણે સવાપાશેર ઝેરકોચલાં તેલમાં મેળવીને પોતાના પતિને પીવા આપ્યાં અને એનાથી તમને ઠીક થઇ જશે એમ કહ્યું. જલંદર તે પી ગયો એટલે એને પુષ્કળ ઝાડા થયા અને એના પેટમાંનો સાપ પણ મરીને બહાર નીકળી ગયો. એનો રોગ મટી ગયો અને એનું શરીર પણ જતે દિવસે સુધરી ગયું.

પછી સવાપાંચશેર તેલ ઉકાળીને રાધાએ પેલા રાફ-ડામાં રેડયું એટલે રાફડાનો સાપ મરી ગયો અને

રાધાએ એમાંથી સોનામહોરો ભરેલા સાત ચરૂ કાઢી લીધા.

'તમને ધરમ કરતાં ધાડ શી રીતે નડી હતી ?' રાધાએ પોતાના પતિને પૂછ્યું. 'તમે ક્યાંના રાજા છો ?'

'હું રાજા છું' એ તને શી રીતે ખબર પડી ?'

'જે રીતે રોગનો ઉપાય જડ્યો તે રીતે.'

'ઠીક તારી વાત ખોટી નથી. હું લાટ દેશનો રાજા છું. મારૂં નામ નરવર્મા. એક વખત હું શિકારે ગયો હતો ત્યાં સામેથી મને પેલો સાપ મળ્યો અને એનો જીવ બચાવવા મને કાલાવાલા કર્યા. એની પાછળ વાદી પડ્યા હતા એટલે મેં એને મારા પેટમાં છૂપાવા દીધો. વાદી ગયા પછી એને બહાર નીકળવાનું કહ્યું પણ બહાર નીકળ્યો નહિ. આવી હાલતમાં લાટમાં ન જતાં હું આ તરફ આવ્યો અને નસીબજોગે તને પરણ્યો.'

રાધાને એથી સંતોષ થયો.

પેલી સોનામહોરો ખર્ચીને એ ઝુંપડીને ઠેકાણે એમણે એક મોટો મહેલ બંધાવ્યો અને લાટ દેશમાંથી પોતાના દિવાનને બોલાવ્યો.

ઘણે દિવસે રાજાની ભાળ મળવાથી દિવાન અને પ્રજા ઘણાં ખુશી થયાં.

આ બધી વાતની ખબર રાધાકુમારીના બાપને પડી એટલે એણે રાધાકુમારી તથા નરવર્માને બોલાવ્યાં.

બેઉ રાજાજીને પગે પડ્યાં અને રાજાજીએ એમને આશીષ આપી.

'તું આપકર્મી ખરી !' રાજાજીએ રાધાકુમારીને કહ્યું. 'તેં તારૂં વચન સત્ય કરી બતાવ્યું.'

'એ બધા આપના અને પ્રભુની કૃપાના પ્રતાપ' રાધાકુમારીએ વંદન કરીને જવાબ આપ્યો.

પછી નરવર્મા સાથે એ લાટ દેશમાં ગઇ. લાટની માયાળુ મહારાણી તરિકે એ પોતાનું નામ અમર કરીગઇ.

# ભાનુ

*

બે હતાં ભાઇબ્હેન. બેઉ સાવકાં. તેઓ એક જંગલમાં રહે. બ્હેન ઘર સંભાળે ને ભાઇ જંગલમાં ફરે.

ભાઇ ઘણો જ દયાળુ. એને શિકાર કરવો ગમે જ નહિ. કોઇ જનાવર માંદુ સાજું હોય તો એની ચાકરી કરે, મલમપટા બાંધે ને દેખરેખ રાખે.

સારા યે જંગલનાં જનાવર એની સાથે હળી ગયેલાં. એક સિંહ, વરૂ અને શિયાળ તો એનાં ખાસ માનીતાં. એમની પણ એના ઉપર અપાર મમતા.

ભાઇનું નામ ભાનુ ને બ્હેનનું નામ રમા.

રમા એક લુંટારાના પાશમાં ભોળવાઇ ગઇ. એણે

અને લુંટારાએ મળીને ભાનુનું કાસળ કાઢવાનો વિચાર કર્યો. રમાએ લુંટારાને સંતાડી દીધો.

એવામાં ભાનુ આવ્યો અને રમાને કહ્યું : 'લાટ દેશની રાજકુમારી લીલાદેવીને જળરાક્ષસ લઈ જવાનો છે એવી મને ખબર મળી છે તે આજે મારે એને બચાવવા જવું છે.'

'એ પહેલાં તમારૂં જોર જોઉં જોઇએ.' રમા બોલી.

એમ કહીને દોરી વતી એણે ભાનુના બેઉ હાથ જકડીને બાંધ્યા.

રમાએ તાળી પાડી ત્યાં તો લુંટારો દોડી આવ્યો. એ આવીને ભાનુને મારે ત્યાં ભારે ચમત્કાર થયો.

ખુલ્લા બારણામાંથી એકાએક ભાનુનો માનીતો સિંહ કુદ્યો અને લુંટારૂને ફાડી નાખ્યો.

છાનામાના શિઆળે આવીને ભાનુના હાથની દોરી કાપી નાખી.

આ બનાવમાં બ્હેનનો હાથ હશે એવી ભાનુને શંકા પણ ન આવી.

રાજકુમારી લીલાદેવીને બચાવવા એ ઉપડયો. એની પાછળ એનાં માનીતાં જનાવર પણ ચાલ્યાં.

રાત પડી ત્યાં તો એ ઠેકાણાસર પહોંચી ગયો. સામેથી કેટલાક માણસો રાજકુમારી લીલાદેવીને લઇને આવ્યા હતા.

લાટદેશનો રાજા દરવરસે જળરાક્ષસને ખંડણી પેટે

રાજકુટુંબના એક માણસને મોકલી આપતો હતો. આ વરસે લીલાદેવીનો વારો આવ્યો હતો.

દરિયા કિનારાના મંદિરમાં રાજકુમારીને બેસાડીને એના માણસો દૂર ગયા, એટલે ભાનુ એની પાસે ગયો.

રાજકુમારીના દુઃખનો પાર ન હતો. એ બિચારી પોશપોશ આંસુએ રડતી હતી. ઘડી બે ઘડીમાં મોત આવવાનું છે એ જાણ્યા પછી એ બિચારી રડે ના તો કરે પણ શું ?

ભાનુએ એને છાની રાખી અને જળરાક્ષસને પોતે મારી નાખવા આવ્યો છે એમ કહ્યું.

થોડીવાર થઇ ત્યાં તો દરિયાનું પાણી ખળભળી ઉઠ્યું. એના મોજાં ઉંચે ઉંચે ઉછળવા લાગ્યાં. સાત ભયંકર માથાં વાળો જળરાક્ષસ પાણીમાંથી બહાર આવવા લાગ્યો.

સિંહે અને વરૂએ પોતાની ફોજ બોલાવી હતી. શિયાળના જાત ભાઇઓનાં ટોળે ટોળાં મદદે આવી પહોંચ્યાં હતાં.

બધાએ જળરાક્ષસ પર સામટો હુમલો કર્યો. એણે ઘણુયે કુંફાડા માર્યાં અને ગગન ગજાવી મૂક્યું, પણ એક પક્ષની લઢાઇમાં જળરાક્ષસનાં સાતે માથાં છૂંદાઇ ગયાં અને એ મરણ પામ્યો.

ભાનુએ બધાંનો આભાર માન્યો અને જળરાક્ષસના મરણની રાજકુમારી લીલાદેવી તથા એનાં માણસોને ખબર આપી.

રાજકુમારીએ ભાનુને પોતાની સાથે આવવા આગ્રહ કર્યો એટલે એ એની સાથે લાટ જવા નીકળ્યો.

રાજકુમારી સાથેના માણસો માંહોમાંહે મસલત કરવા લાગ્યા કે ભાનુને મારી નાખીને જળરાક્ષસને મારવાનો જશ આપણે ખાટીએ તો કેવું સારૂં! આપણામાંથી એકાદને રાજાજી રાજકુમારી પરણાવશે.

આવી મસલત કરીને એમણે લાગ જોઇને ભાનુને મારી નાખ્યો અને પોતે રાજકુમારીને લઇને ચાલ્યા ગયા.

ભાનુના મરણના સમાચાર જોતજોતામાં જનાવરોમાં ફેલાઇ ગયા.

એના શબની આજુબાજુ સિંહ, વાઘ, હાથી, વરૂ, હરણાં, ભૂંડ, શિયાળ, સસલાં વિગેરે એકઠાં થઇને ખુબ રડવા લાગ્યાં. આજે એ અંદર અંદરનો વેરભાવ ભૂલી ગયાં હતાં.

એક જણે એ ખબર રમાને આપી.

માણસને પાપનો પસ્તાવો થાય છે ત્યારે એનું હૈયું નિર્મળ થાય છે.

રમા પોતાની ભૂલ સમજી હતી અને પ્રભુએ પ્રાયશ્ચિતનો આ અવસર એને આપ્યો હતો.

એ પોતે અમૃતકુંપી લેવા ચાલી.

એકાએક કૈં અમૃતકુંપી ઓછી જ મળે એમ હતું?

ભાનુનો સિતારો પાધરો તે ગરૂડે એને મદદ કરી અને અમૃતકુંપી આણી આપી.

આળસ મરડીને ભાનુ બેઠો થયો.

રમાએ એને વિતક વાત કહી.

બેઉ ભાઇ બ્હેન જનાવરોનો આભાર માની લાટ તરફ જવા લાગ્યાં.

લાટ દેશમાં ધામધુમ થઇ રહી હતી.

રાજકુમારી લીલાદેવીનાં લગન લેવાયાં હતાં. આખા દેશમાં આનંદમંગળ ગવાતાં હતાં.

ભાનુએ એ સમાચાર સાંભળ્યા.

લીલાદેવીનાં લગન કોની સાથે થતાં હતાં એ તપાસ કરતાં ખબર પડી કે મેઘજી સામંતે જળરાક્ષસ માર્યો હતો તેથી રાજાજી રાજકુમારી લીલાદેવીનાં એની સાથે લગન કરતા હતા.

ભાનુ તરત જ રાજાજીને મળ્યો અને જળરાક્ષસને કોણે માર્યો હતો તે કહ્યું. અને ખાત્રી કરવા માટે લીલાદેવીને પૂછવાનું કહ્યું.

રાજાજીએ લીલાદેવીને બોલાવી ને પૂછયું તો ભાનુની વાત ખરી માલૂમ પડી. લીલાદેવીના અનુચરોએ ભાનુને મારી નાખ્યો હતો એ પણ એણે કહ્યું.

રાજાજીએ મેઘજી સામંતને પંચઇંટાળીની સજા કરી અને એના સાથીદારોને દેશપાર કર્યા.

અને રાજકુમારી લીલાદેવીને ભાનુ સાથે પરણાવીને પોતાનું રાજ આપ્યું.

પછી ભાનુએ ખાધું પીધું ને રાજ કીધું એટલું તો ઉમેરી લેવાનું.

# ગ જા ન ન

*

એક હતો બ્રાહ્મણ. ઘણોજ ગરીબ. એની ગરીબાઇનો પાર નહિ.

અધુરામાં પુરાં એને સાત છોકરાં. શું ખવરાવે ને શું પહેરાવે ? માગી માગીને થાકે તોયે પુરૂં થાય નહિ.

'હવે તો તમે શંકર ભગવાનને શરણે જાવ. એ ભોળો શંભુ આપણું દુઃખ ટાળશે.' એની સ્ત્રીએ એને સલાહ આપી.

'આ શ્રાવણ મહિનો આવ્યો છે એટલે એમનું આરાધન કરીએ અને કૈંક શંભુની કૃપા થઇ જાય તો આપણું દાળદર ફીટે' બ્રાહ્મણે કહ્યું.

'શ્રી ભોળા શંભુ સૌ સારાંવાનાં કરશે.'

અને શ્રાવણ મહિનો બેઠો ત્યારથી બ્રાહ્મણે મહાદેવના મંદિરમાં બેસીને પૂજા કરવા માંડી.

સવારના પહોરમાં ન્હાઇ ધોઇને માટી લઈ આવે. આખો દિવસ એના નાના નાના સેંકડો શંકર બનાવે અને દરેકને માથે ચોખા ચોઢે.

એક બાજુ કપડું પાથરી રાખે તેમાં મંદિરમાં આવતું જતું મુઠી ચોખા કે ચપટી દાળ અથવા પૈ પૈસો નાખે.

સાંજ પડે ત્યારે ખીચડી જોગા દાણા અને આઠ દસ પૈસા એકઠા થાય.

ગામના ભાવિક માણસોમાં નથુ શેઠનું નામ આગળ પડતું. એ રોજ મંદિરમાં જાય અને મહાદેવની પુજા પાત્રી કરે.

શ્રાવણ મહિનો અધવાર્યો હતો, ભગવાન શંકર ભાંગના ઘેનમાં આનંદમસ્ત હતા. દેવી પાર્વતી ભગવાન આગળ ઉભાં હતાં ત્યાં એઉની નજર પેલા દરિદ્રી બ્રાહ્મણ પર પડી.

કઠણ હૈયાના પુરૂષો કરતાં સ્ત્રીઓનું હૃદય ઘણું કોમળ હોય છે અને એમને દયા પણ જલદી આવી જાય છે.

દેવી પાર્વતીને પણ દરિદ્રી બ્રાહ્મણને જોઇને દયા આવી. એમણે ભગવાન શંકરને ભલામણ કરી કે કૃપા કરીને એનું દારિદ્રય ફીટાડો.

'જેવી તમારી ઇચ્છા, દેવી !' એમ કહીને ભોળા શંભુએ બુમ મારી: "ગજાનન ! ઓ ગજાનન !'

પુષ્કળ લાડુ ખાવાને લીધે જેની ફાંદ હદપારની ઊંચી ગઇ છે એવા શ્રી ગણુપતિ ભારે પેટે ધીરે ધીરે આવ્યા અને પિતાજીને વંદન કરીને બોલ્યા: 'આજ્ઞા, પિતાજી.'

'પેલો બ્રાહ્મણ બહુ દિવસથી આપણી પૂજા કરે છે માટે એને કાલે સવા લાખ રૂપીયા આપજે.'

'આજ્ઞા, પિતાજી !' કહીને પોતાની સુંઢ ઉંચી કરી સુપડા જેવા કાન ફફડાવતા ગણુપતિ પોતાને સ્થાનકે ગયા.

આ બધો યે સંવાદ સારે નસીબે કહો કે માઠે નસીબે કહો પણ નથુ શેઠે સાંભળ્યો. એમની ચપળતા વધી પડી. 'ગરીબ બ્રાહ્મણને ગણુપતિ આવતી કાલે સવા લાખ રૂપીયા આપશે અને બ્રાહ્મણ મોટો પૈસાદાર થઇ જશે ! એને પૈસા મળે તે પહેલાં આપણે અક્કલનો ઉપયોગ કરીને એને શા સારૂં બાંધી ન લઇએ ?'

આમ વિચાર કરીને નથુ શેઠ સાંજે પેલા બ્રાહ્મણને ઘેર ગયા.

કોઇ દિવસ નહિ ને આજે નગરશેઠ પોતાને ઘેર આવ્યા એ જોઇને બ્રાહ્મણના આનંદનો પાર રહ્યો નહિ.

'આપનાં પગલાં અમારે ત્યાં કયાંથી !' કહીને પુષ્કળ આદરમાન દઇને એણે નગરશેઠને બેસાર્યા.

'જુઓને કિરપાશંકરભાઇ !' નગરશેઠ બોલ્યા. 'જે છે

તે અહીં થઇને જતો હતો ત્યારે થયું કે લાવને, જે છે તે કિરપાશંકર ભાઇને મળતો જાઉં.'

'મોટી કૃપા થઇ.'

'જુઓને કિરપાશંકરભાઈ! આ તમે પુજા કરવા બેસો છો તે શું મળે છે? આઠ બાર આનાના પૈસા એકઠા થાય છે?'

'નારે શેઠ! બે અઢી આના મળે તો બહુ થઇ ગયું! બસેરક ખીચડી થાય તે જુદી.'

'ત્યારે એમ કરો ને, જે છે તે કાલે તમને જે મળે તે મને આપજો અને એના બદલામાં તમને પાંચ રૂપિયા આપું છું તે લો.'

એમ કહીને શેઠે પાંચ રૂપિયા આપવા માંડયા. એ જોઇને બ્રાહ્મણને વહેમ પડયો. કૈં પણ કારણ સિવાય નથુ શેઠ પૈસા આપે એ ન મનાય એવી વાત હતી.

બ્રાહ્મણને મુંગો જોઇ શેઠે કહ્યું: 'તમારૂં મન કચવાતું હોય તો દસ લેજો, પછી છે કૈં!'

'ના પણ, તમને કૈં તસ્દી અપાય! જે મળે તે—'

'હવે લોભ જવા દોને. પચીસ રૂપિયા આપીશું.'

'પણ–'

'હવે પણ ને બણ જાવ મારા ભાઇ! જે છે તે પચાસ રૂપિયા લેજો અને તમને જે મળે તે મને આપી દેજો.'

'પણ શેઠ !'

'જુઓ મહારાજ ! બહુ લોભ ના કરો. જાવ સો રૂપિયા આપીશું. હવે તો રાજી થયા !'

બ્રાહ્મણને શંકા પડી કે કૈં પણ હોવું જોઇએ. તે સિવાય નથુ શેઠ જેવો વાણીયો ચાલી ચલાવીને પૈસા આપવા આવે નહિ.

એ જેમ જેમ વિચારમાં પડયો અને શંકિત થતો ગયો તેમ તેમ શેઠ પૈસા વધારતા ગયા. છેવટે પાંચસો રૂપિયા લઇને જે મળે તે આપવાનું બ્રાહ્મણે કબુલ કર્યું. નથુ શેઠે તરત જ પાંચસો રૂપિયા આપી દીધા. એમને શંકા હતી કે વખતે બ્રાહ્મણ ફરી બેસે તો આવતો લાભ માર્યો જાય.

સવારના પહોરમાં બ્રાહ્મણ નહાઇ ધોઇને માટી લઇને બેઠો. એક બાજુ કપડું પાથર્યું.

બીજી બાજુ નથુ શેઠ પણ ગાદીતકીયો નખાવીને બેઠા.

વાટ જોતાં સાંજ પડી પણ હજી પૈસાનો પત્તો ન હતો. કપડામાં બશેર ખીચડી અને દસબાર પૈસાનો ખુરદો, એટલું એકઠું થયું હતું.

સાંજનો વખત થયો એટલે શંકર ભગવાને ભાંગ લેવા માંડી.

એવામાં ભોળા શંભુને સાંભર્યું કે પોતે પેલા બ્રાહ્મણને સવા લાખ રૂપીયા આપવાનું ગજાનનને કહ્યું હતું.

પૈસા આપ્યા હોય તો બ્રાહ્મણ બેસી ન રહે એટલે એમણે બૂમ મારીઃ 'ગજાનન ! ઓ ગજાનન !'

દડબડ દડબડ દોટ મુકતા આમથી તેમ ફાંદ હલાવતા ગણપતિ ચાલ્યા અને શંભુને પ્રણામ કરીને બોલ્યાઃ 'આજ્ઞા, પિતાજી !'

'પેલા બ્રાહ્મણને પૈસા આપ્યા ?'

'થોડા પહોંચાડયા છે ને બાકીના આપવાની તજવીજ કરૂં છું. પિતાજી.'

'આજે આપી દેજે.'

'આજ્ઞા, પિતાજી !' કહીને ગણપતિ સુપડા જેવા કાન ફફડાવતા ચાલ્યા.

નથુ શેઠે એ સંવાદ પણ સાંભળ્યો.

સાંજ પડી, આરતી થઇ પણ પૈસાનું ઠેકાણું ન હતું. નથુ શેઠને પાંચસો રૂપીયા ગળે લાગ્યા. 'આ ગણપતિએ તો ફસાવી માર્યા જો.' એમ કરતા ક ને એ તો ગયા ગણપતિ પાસે અને ચીઢાઇને બોલ્યા : 'હમણાં કહેતા'તા કે ગોઠવણ કરૂં છું પણ રાત પડી પછી ગોઠવણ ક્યારે થવાની ?'

પણ ગણપતિએ જવાબ ન દીધો.

એમણે ગણપતિની ફાંદમાં લાત મારી.

લાત મારતાં વેંત જ ગણપતિની ફાંદમાં નથુ શેઠનો પગ ભરાઇ રહ્યો.

ઘણાં ફાંફાં માર્યાં પણ પગ શાનો નીકળે !

નથુ શેઠ થાક્યા એટલે ગણપતિ બોલ્યા : 'ભલા માણસ ! અમારે ત્યાં તે ટંકશાળ છે કે પૈસા આપ્યે રાખીએ ! તને કોણે કહ્યું હતું તે તું વચ્ચે પડયો. બાકીના પૈસા બ્રાહ્મણને આપ અને સવા લાખ પુરા કરી આપ એટલે પગ છૂટશે.'

'નહિ તો.'

'મથીને મરશે તો યે નહિ.'

છેવટે નથુ શેઠે એક લાખને સાડી ચોવીસ હજાર રૂપીયા મંગાવીને કિરપાશંકર ને આપ્યા ત્યારે એમનો પગ છૂટયો અને સાજા સમા ઘેર પહોંચ્યા.

*



'ખાઉં ! ખાઉં !' કરતો થોડી વારે રાક્ષસ આવી લાગ્યો.

[ જુઓ : પાન ૭૧ ]

# સોનલમોર

*

'તમારા ત્રણમાંથી કોઇ એવું દેવી સરસ્વતીનું મંદિર બંધાવશો કે જેનો જગમાં કે જોટો ન જડે અને કોઇ જરા યે કવણુ કાઢી ન શકે ?' રાજા અનંગપાળે પોતાના ત્રણ રાજપુત્રોને સવાલ કર્યો.

ત્રણે રાજકુમારે એક બીજાના સામું જોયું.

એમનાં નામ અજેસિંહ, અભેસિંહ ને અમરસિંહ. લાડમાં ટુંકાવેલાં : અજો, અભો ને અમરો.

'કોઇ કવણુ ન કાઢે એવું !' 'એવું તે શે બંધાવાય' કરીને અજે ને અભે ડાકું ધુણાવ્યું.

અમરસિંહે હા પાડી.

રાજાજીએ ખજાના ખૂલ્લા મૂક્યા.

દેશ દેશના કારીગરો બોલાવીને કળાના જીવતા જાગતા નમુનારૂપ મોટું મંદિર અમરસિંહે તૈયાર કરાવ્યું.

એની પરીક્ષા કરવા રાજાજીએ કળાનિપૂણોને નોતર્યાં. બધાએ એની કળાનાં વિવિધ પ્રકારે વિવેચન કરી, અનેક-વિધ વખાણ કર્યાં.

પણ એક વૃદ્ધ વિવેચક બબડયો: 'આ એક બાજુનો ભાગ ચતુષ્ટકોણને બદલે ગોળ હોત તો મંદિરની શોભામાં ઓર વધારો થયો હોત.'

રાજાજીએ એ સાંભળ્યું.

આદરમાન સહિત વૃદ્ધને આગળ બોલાવ્યો અને એની સૂચના અમરસિંહને કહેવા જણાવ્યું.

વૃદ્ધે તે વિગતવાર જણાવી.

અમરસિંહે એ મહામૂલ્ય મંદિર તોડી પાડવાનો તરત જ હુકમ આપ્યો. એનો અમલ પણ થયો.

કળાની સાક્ષાત પ્રતિમારૂપ બીજું અતિ સૌંદર્યપૂર્ણ મંદિર થોડા વખતમાં તૈયાર કરાવ્યું.

તેની પરીક્ષા માટે રાજાજીએ કળાકોવિદોને ફરીથી નોતર્યાં.

એનાં સૌંદર્યનાં અને કળાનાં સૌએ અનેક મુખ વખાણ કર્યાં.

પણ પેલા વૃદ્ધે એના ઘુમટનો દોષ કાઢયો. એમાં જરાક ખોડ રહી ગઇ હતી. રાજાજીને તેણે તે બતાવી.

અને અમરસિંહે એ મંદિર પણ તોડી પડાવ્યું.

ત્રીજું મંદિર પહેલાં બેયને આંટી દે એવું જાણે અમરાપુરથી આણીને રાખી દીધું હોય એવું જોતજોતામાં તૈયાર કરાવ્યું.

કળાનિપૂણોએ એને વખાણ્યું.

પેલા વૃદ્ધ વિવેચકે એના સૌંદર્યની પ્રશંશા કરી અને જણાવ્યું કે 'હવે એના પર સોનલમોર આવીને બેસે તો અવની ને આભમાં એનો જોટો ય નહિ !'

પણ સોનલમોર ક્યાં ? અમરસિંહે એને ગમે તે ભોગે આણવાની પ્રતિજ્ઞા કરી.

રાજાજીએ એને લંગડુટટ્ટુ આપ્યું તે પર બેસીને એ ચાલ્યો.

ખચુક ખચુક ચાલે ચાલતા અડીઅલ ટટ્ટુથી એ કંટાળ્યો અને મોઢું સીયાવીયા થઈ ગયું !

એવામાં એને એક વૃદ્ધ વણિકને સામેથી આવતો જોયો અને સોનલમોર માટે પૂછ્યું.

એણે જવાબ દીધો: ' ગભરાવ ના રાજકુમાર ! પેલા વૃદ્ધ કળાકોવિદે આપને એની ભાળ ન આપી કારણકે એની એને માહિતી જ ન હતી.

'દરિઆ પાર એક દેશ છે, એ દેશમાં એક ગાઢ જંગલ છે, એ જંગલમાં એક મહેલ છે, એ મહેલમાં એક લાવણ્યવતી સુંદરી છે અને એ સુંદરી પાસે સોનલમોર છે. એક કુબડો સારંગી વાળો એ બેઉની ચોકી કરે છે.

'પણ એ જગ્યાએ જઇને સોનલમોર લઇ આવવો સહેલો નથી. કુબડો સારંગી વાળો જબરો જાદુગર છે. સોનલમોર જીવતો જાગતો સોનાનો મોર છે અને પેલી સુંદરી જાદુગરની શિષ્યા છે. સમજ્યા રાજકુમાર!

'તમારા ઘોડાના કાનમાં ફુંક મારો કે મારે અમુક જગ્યાએ જવું છે એટલે એ પંખાળો થઇને ઉડશે અને તમને ત્યાં લઇ જશે. ત્યાં જઇને છાના માના જંગલમાં સંતાઇ જજો. રાતના વખતે જ્યારે સારંગીવાળો અને સુંદરી ઉંઘી જાય ત્યારે છાનામાના ખૂબ સાવચેતી રાખીને બહાર નીકળજો અને સુંદરી પાસે જરીકે અવાજ કર્યા સિવાય પહોંચી જજો. એના વાળ પલંગની નીચે લટકતા હશે એટલે તમે પકડી લેજો અને ખૂબ આમળજો. એ બૂમેઃ પાડે, દયાની યાચના કરે અને કરગરે પણ જરા યે દયા ન દાખવતા. એની પાસે પરણવાની માગણી કરજો અને એ હા પાડે તો સોગન ખાવા કહેજો. બીજા કશાના સોગન માનતા નહિ. સોનલમોરના સોગન ખાય એટલે જ છોડી દેજો. સોનલમોરના સોગન ખાશે એટલે એની જાદુવિદ્યા નાશ પામશે અને એક નમુનેદાર ગૃહિણી તરીકે એ આપની સાથે વર્તશે. પછી પણ સાવચેતીથી પાછા ફરજો.'

એનો ઉપકાર માનીને રાજકુમારે પોતાના ઘોડાના કાનમાં પુંક મારીને કહ્યું કે 'ચાલરે ઘોડા, સોનલમોરને દેશ!' અને ઘોડો તો પંખાળો બનીને ઉડ્યો.

'અરે વાહરે ટટવા ! રંગ છે ! બાપુએ મને એ અમથું ન્હોતું આપ્યું !' એ બબડયો.

અને એ પહોંચ્યો સોનલમોરને દેશ. છાનોમાનો ગયો પેલી સુંદરી ઉંઘી ગઇ હતી તે વખતે એના મહેલમાં અને લપાઈ છૂપાઇને એની લટ પકડી લઇને આમળી.

'ઓ બાપ રે ! મરી ગઈ રે !'

એણે જરા વધારે આમળી.

'મારૂં માથું ફાટી જાય છે. છોડી દો.'

પણ એ કાંઇ છોડે. 'મને પરણવાના સોગન ખાવ તો છોડી દઉં.'

'અરે ! તમને પરણીશ. મારા ગળાના સોગન ! મારી આંખોના સોગન.'

'એમ કાંઇ હું છેતરાઉં એવો નથી. ખાવ તો સોનલમોરના સોગન !'

'અરે બાપરે ! એ તે કઇ જાતના સોગન !'

અમરસિંહે લટ એટલી બધી આમળી કે એનાથી સહન ન થઇ શકયું.

એણે હારીને સોનલમોરના સોગન ખાધા.

થઇ ચૂકયું.

અમરસિંહ, સુંદરી અને સોનલમોર—એવો તો રળીઆમણો કે ન પૂછો વાત—મહારાજા અનંગપાળ પાસે આવવાને ઉપડયાં.

એવામાં પેલો સારંગી વાળો જાગ્યો. એ મહા ભયંકર પક્ષીનું રૂપ લઇને આવ્યો અને પેલી સુંદરી તથા સોનલમોરને લઇને ઉડી ગયો. અમરસિંહના આશ્ચર્યની અવધિ આવી.

વીલે મોઢે એ તો પાછો પોતાના ઘોડા પાસે આવ્યો અને પેલા જાદુઇ પક્ષીના પાછળ દોડાય તેટલા વેગથી ઘોડાને મારી મૂક્યો.

પણ એ તો ક્યાંનો ક્યાંય ચાલ્યો ગયો.

અમરસિંહ થાકીને એક નગરમાં ઉતર્યો. ખુબ તરસ લાગી હતી તે એક ડોસી પાસે પાણી માગ્યું.

ડોસી કહે : 'દિકરા, પાણી આપવામાં મને હરકત નથી પણ મારા ઘરમાં પાણીનું ટીપું યે નથી.'

'એમ કેમ ?' અમરસિંહે પૂછ્યું.

'અહીંની વાવ પાસે એક ભયંકર રાક્ષસ રહે છે તે બહુજ થોડું પાણી લેવા દે છે અને તે પણ રાજાજીએ રોજ એના ભક્ષ માટે એક માણસ આપવાનું નક્કી કર્યું છે ત્યારે. નહિ તો કોણ જાણે કેટલાય માણસોનો એ રોજ ઘાણ કાઢતો હતો.'

'અરે તારીની ! એમ છે ? આજે કોનો વારો છે ?'

'રાજકુમારીનો'

'ઠીક ક્યાં છે એ વાવ ?'

'પેલી રહી પણ એ બાજુ ના જતો બેટા! તારા જેવા પરદેશીએ જીવનું જોખમ વહોરવાની........'

પણ અમરસિંહ તો ઉપડ્યો.

વાવ પાસે રાજકુમારી રાક્ષસના આવવાની રાહ જોતી હતી. એ રાતના જરા ચક્કર મારી આવીને આવતો અને રાજાજીએ મોકલેલો ભક્ષ આરોગતો.

અમરસિંહને પાર વિનાનો થાક લાગ્યો હતો પણ તેને ન ગણકારતાં એ રાક્ષસની રાહ જોતો ઉભો.

'ખાઉ! ખાઉ!' કરતો થોડી વારે રાક્ષસ આવી લાગ્યો. તેનો દેખાવ મહાભયંકર અને છળી મરાય એવો હતો.

અમરસિંહ એની સાથે લઢવા તૈઆર થઈ ગયો. એણે બહુ જ ચપળતાથી તરવારના ઉપરાછાપરી પાંચ ઘા કર્યા કે રાક્ષસનાં અંગેઅંગમાંથો રૂધિરની ધારાઓ પુવારામાંથી નીકળતા પાણીની જેમ નીકળવા લાગી.

પોતાનું બધું યે બળ વાપરીને એ અમરસિંહને મારવા આવ્યો પણ એણે ચોટ ચુકાવી સાવધાનીથી તરવારને એક ઝટકે રાક્ષસનું ડોકું ઉડાવી દીધું. રાક્ષસના શરીર માંથી છૂટતા લોહીના પુવારાથી અમરસિંહ તરબોળ થઇ ગયો હતો.

રાજકુમારીએ દોડી જઇને રાજાજીને એ વાત કરી.

સારૂંએ નગર એ હર્ષ અને આનંદના સમાચાર સાંભળી એ તરફ ઉમટયું. અમરસિંહનો રાજા અને પ્રજાએ અનેકવિધ આદરસત્કાર કર્યો.

રાજાજીએ એને રાજકુમારી સાથે પરણવાને ઘણું યે સમજાવ્યો પણ એણે માન્યું નહિ. એણે તો એક જ વાત કરી કે: 'મને મારે દેશ પહોંચાડો.'

ઉડતો ઉડતો એનો ઘોડો એને પાતાળમાં લઇ આવ્યો હતો અને ત્યાંથી પાછા ફરવાનો રસ્તો કોઇને યે ખબર ન હતો.

રાજાજી કહે: 'એક રસ્તો છે. પેલો દેવાંશી બાજ જો તમને લઈ જાય તો.'

એનો યે તોડ એમણે કાઢયો.

બાજનાં બચ્ચાંને ગરૂડ આવીને ઘણી વખત મારી નાખતો હતો. અમરસિંહે સચોટ બાણ મારીને તેનો વિનાશ કર્યો અને બાજનાં બચ્ચાં સાથે તેના માળામાં બેઠો.

દૂરથી બાજે એને જોઇને એ કોઇ પોતાનો શત્રુ હશે એમ માન્યું, પણ બચ્ચાંઓએ સામે જઈને એને બધી વાત કરી.

ઉપકારનો બદલો વાળવા બાજે અમરસિંહને અવની પર લઇ જવાની હા પાડી અને કહ્યું: 'રાજાજીના ચાર પાડા મારીને તમે અહીં લઇ આવજો.'

અમરસિંહે કહેવરાવ્યું એટલે રાજાજીએ ચાર પાડાનો વધ કરીને મોકલાવ્યા.

બાજે તેમના શરીરના મોટા મોટા કડકા પોતાની પાંખ પર લીધા અને એક બાજુ અમરસિંહને બેસાડ્યો.

અને એ ઉડ્યો અવની તરફ.

એની ભૂખ એવી જબરી હતી કે ન પૂછો વાત ! હજાર જોજન ઉડે અને અમરસિંહ તરફ એની ચાંચ લંબાવે—એ એના મોઢામાં એક મોટો કકડો આપે.

એમ કરતાં કરતાં બધા યે કકડા ખલાસ થઇ ગયા. હજી થોડે દૂર જવાનું હતું. હવે શું આપવું એની અમરસિંહને ચિંતા થવા લાગી.

છેવટે બાજે જ્યારે ચાંચ એના તરફ લંબાવી ત્યારે એણે પોતાની જાંઘ ચીરીને મોટો લોચો એની ચાંચમાં મૂક્યો.

સોનલમોર ને સુંદરીને લઇને સારંગીવાળો જ્યાં હતો ત્યાં બાજે એને ઉતાર્યો.

એને લંગડાતો જોઇ બાજ પૂછે : 'છેલ્લી વખતે તેં મને શું આપ્યું હતું.'

અમરસિંહ કહે : 'ખાવાનું સ્તો ! બીજું શું ?'

બાજે એની હિંમતનાં વખાણ કર્યાં અને એના ઘા પર પોતાનું પીંછું ફેરવ્યું એટલે એનું શરીર હતું તેવું થઇ ગયું.

એટલામાં સુંદરી આવી લાગી.

સારંગીવાળાની નિદ્રાની અવધ હવે આવી લાગી હતી એટલે વધુ વિલંબ ન કરતાં એણે અમરસિંહને સારંગીવાળાનો વધ કરવાની વિનંતી કરી.

'એનું ડોકું જુદું થશે તોયે તે નહિ મરે. પેલા પાંજરામાં ત્રણ પક્ષી છે. એ ત્રણે એની શક્તિ, શરીર અને જીવ રૂપ છે માટે એમનો અંત લાવશો તો એ એની મેળે જ મરણ પામશે.'

અમરસિંહે ત્રણે પક્ષીઓનો નાશ કર્યો. એટલે સારંગીવાળો તરફડીને મરણ પામ્યો.

અને અમરસિંહ સુંદરી તથા સોનલમોરને લઇને પોતાને ઘેર ગયો.

સરસ્વતીદેવીના ભવ્ય મંદિર પર એણે સોનલમોરને બેસાડયો.

આભ અને અવનીમાં જેનો જોટોયે ન જડે એવું પોતાનું રમણીય મંદિર અમરસિંહે બંધાવેલું જોઇ દેવી સરસ્વતીની એના પર પરમ કૃપા ઉતરી.

રાજાજીએ પોતાની પાછળ એને રાજગાદી મળે એવો પ્રબંધ કર્યો.

*

# કરે તેવું પામે

*

ગોવિંદની ગરીબાઇનો પાર ન હતો. ખેતરમાંથી પાક કાપી લીધા પછી પડી રહેલા દાણા વીણીને એ પોતાનો ગુજારો કરતો. માંડમાંડ એને પેટ પુરતું ખાવાનું મળતું.

એક દહાડો એને બે આની જડી. એ જોઇને એને ખુબ આનંદ થયો. એનું સારૂં ખાવાનું લઇને ખાવાનો એણે મનસુબો કર્યો.

એવામાં એણે એક ગલુડીયાં માટે બે છોકરાંને લઢતાં જોયાં.

એક કહે : 'મારૂ ગલુડીયું છે' ને બીજો કહે : 'મારૂં છે.'

ગોવિંદે બે આનીના છૂટા પૈસા લઈને દરેકને ચાર ચાર પૈસા આપ્યા અને પોતે ગલુડીયું લઇ લીધું.

પોતે ખાય તેમાંથી ગલુડીયાંને ખવરાવે અને એને પોતાની સાથેનું સાથે રાખે.

જતે દહાડે ગલુડીયું ખાસો મોટો કુતરો થઇ ગયું. ગોવિંદે એનું નામ મોતીયો પાડયું.

મોતીયો મોટો થતો ગયો તેમ તેમ એણે પોતાનો ભાર ગોવિંદ પરથી ઓછો કરવા માંડયો હતો. પોતાથી બને ત્યાં સુધી પોતાનો ખોરાક એ જાતે મેળવી લેતો હતો.

એક વખત જંગલમાં ફરતાં ફરતાં મોતીયાની નજર એક ચળકતી વસ્તુ પર પડી. એણે જોયું તો એ મૂલ્યવાન હીરો હતો.

તરત જ મોતીયાએ હીરો ઉપાડી લીધો. એના મનમાં એક વિચાર આવ્યો અને તેનો અમલ કરવાનો એણે નિશ્ચય કર્યો.

એ ગયો બારોબાર પેથાપુરના રાજા પાસે અને એમને હીરો ભેટ આપ્યો અને બોલ્યો:

'મને ભાણુપુરના ઠાકોરે આપને આ હીરો ભેટ આપવા મોકલ્યો છે ને આપની કુંવરીનું માગું કરવાનું કહ્યું છે.'

રાજાજીએ હીરો જોઇને ભાણુપુરના ઠાકોરની કિંમત કરી અને પોતાની કુંવરી આપવાની હા પાડી.

આઠ દિવસમા ઠાકોરને લઇને આવવાની વાત કરીને મોતીચે રજા લીધી.

ગોવિંદને એણે પેથાપુરના રાજા સાથે થયેલી વાતની ખબર આપી અને આઠ દિવસમાં ત્યાં જવા તૈયાર થવાને કહ્યું.

ગોવિંદની ગભરામણનો પાર ન રહ્યો. એની પાસે કૈંજ ન હતું. રાજકુમારીને ક્યાં રાખવી ને શું ખવરાવવું એની એને મોટી ચિંતા થઇ પડી.

મોતીયાએ એને શાંત ચિત્તે જે થાય તે જોવાનું અને પોતે કહે તેમ કરવાનું કહ્યું. સૌ વાતનો વખત આવ્યે નિકાલ થઇ રહેશે એમ સમજાવ્યું.

આઠ દહાડા થવા આવ્યા એટલે ગોવિંદ ને મોતીયો પેથાપુરને માર્ગે પડ્યા. પેથાપુર પાંચેક ગાઉ રહ્યું એટલે એક વહેળામાં ગોવિંદને નહાવાનું કહીને મોતીયો આગળ ગયો.

રાજાજી તો એની વાટ જોતા હતા.

એમણે ઠાકોરની ખબર પૂછી.

મોતીચે જવાબ આપ્યોઃ 'અમે અહીં આવતા હતા પણ વચ્ચે જંગલમાં કેટલાક ચોરનો ભેટો થયો. બેઉ પક્ષ વચ્ચે જબરી લઢાઇ થઇ. સારા નસીબે ઠાકોરને કૈં ઇજા નથી થઇ. લુંટારાઓ એમનાં કપડાંલતાં પણ લુંટી ગયા છે.'

રાજાજીએ સુંદર પોશાક અને એક ઘોડો લઇ આવવાનો દિવાનજીને હુકમ કર્યો.

'ઘોડા પર પોશાક અને તરવાર વિગેરે ગોઠવો.' મોતીયે કહ્યું 'હું એને દોરીને ઠાકોર પાસે લઇ જઇશ. એમને એવી હાલતમાં બીજું કોઇ જુએ તે ઠીક નહિ.' રાજાજીને એ વાત વ્યવહારૂ લાગી એટલે ઘોડા પર પોશાક વિગેરે ગોઠવીને મોતીયાને સોંપ્યો.

ઘોડો ને પોશાક લઇને મોતીયો ગોવિંદ પાસે આવ્યો. ગોવિંદે બરાબર રીતે પોશાક પહેરી લીધો અને ઘોડેસ્વાર થઇને ચાલ્યો.

મોતીયે એને પેથાપુરના રાજાજી ઓળખાવી દીધા એટલે ઉતરીને એણે રામ રામ કર્યા.

પુરતા દમામ સાથે રાજાજીએ પોતાની કુંવરી ગોવિંદ સાથે પરણાવી.

હવે શું કરવું એ વાતની ગોવિંદને ચિંતા થઇ.

'તમે ગભરાશો નહિ.' મોતીયે એને ધીરજ આપી. 'આઠ દહાડામાં હું એ ગોઠવણ કરીને પાછો આવું છું.'

એમ દિલાસો દઇને મોતીયો ચાલ્યો.

જતાં જતાં એ રામપુરમાં આવ્યો.

રામપુર ભારે શહેર. ફરતાં ફરતાં એક મહેલ જોઇને એનું મન લોભાયું.

એણે જઇને ડોકીયું કર્યું તો એક ડોશી બેઠીબેઠી રેંટીયો કાંતતી હતી.

'જતો રહે, જતો રહે' ડોશી બોલી. 'પેલો તારો કાકો આવશે તો મારી નાખશે.'

'ભલે આવે.'

એવામાં બીજી બાજુ સુસવાટો સંભળાયો. ડોશીએ મોતીયાને સંતાડી દીધો.

સાત ફેણોવાળો પ્રચંડ નાગ દોડયો આવતો હતો. એણે આવીને ચસચસાવીને દુધ પીવા માંડયું.

'આ શાની વાસ આવે છે ડોશી!' કહીને એણે મોતીયાવાળા ખંડમાં ડોકું ઘાલ્યું.

બાજુમાં ટાંગેલી તરવાર લઈને મોતીયો કુદ્યો અને નાગે જેવું ડોકું બાકામાં ઘાલ્યું તેવો જ એણે ઘા કર્યો. એક સપાટે નાગનું ડોકું ઉડાવી દીધું.

એ શું થયું ને શું વાગ્યું તે જોવાને નાગે બીજું ડોકું એ બાકામાં ઘાલ્યું.

એકકે ઝટકે એ પણ મોતીયે ઉડાવી દીધું.

એમ એક પછી એક એમ સાતે ડોકાં નાગે ઘાલ્યાં અને મોતીયે કાપી નાખ્યાં. બહાર નાગનું શરીર અમળાઇ અફળાઇને ઠંડું પડી ગયું.

આખું મકાન હીરા, માણેક, મોતી ને પરવાળાંથી ભર્યું હતું.

ડોશીને સમજાવીને મોતીયે મકાન સાફ કરાવ્યું અને ગોવિંદને બોલાવી લાવવા ચાલ્યો.

રાજાજીની રજા માગી ને ગોવિંદને રાજકુમારીને લઇને મોતીયો પેલા મહેલમાં આવ્યો.

સૌને એ મહેલ ઘણો ગમી ગયો. જોઇએ તેટલાં દાસદાસી ગોવિંદે વસાવી લીધાં અને પોતે અમનચમનથી રહેવા લાગ્યો.

વખત જતો ગયો તેમ ગોવિંદનો મોતીયાપરનો ભાવ ઉતરતો ગયો.

એક વખત મોતીયો સખત માંદો પડયો. એણે ગોવિંદને કહેવરાવ્યું:

'બાજરીની ઘેંશ રંધાવીને આપો.'

તેવેઃ જ ગોવિંદે નોકરને હુકમ કર્યો. પોતે એને જોવા પણ ન ગયો !

રાજકુમારીએ એ વાત સાંભળી એટલે એને મોતીયાની સેવા સાંભરી. એ એને જોવા ગઈ અને બનતી સારવાર કરવાનું પોતાની દાસીને કહ્યું.

પણ મોતીયાનો મંદવાડ આખરનો હતો.

છેવટે મોતીયો મરીગયો. પણ ગોવિંદ એને જોવા ન ગયો.

'મોતીયો મરી ગયો.' નોકરે ગોવિંદને ખબર આપી.

'એને જંગલમાં ફેંકાવી દો' ગોવિંદે હુકમ કર્યો.

રાજકુમારીએ એ વાત સાંભળી અને એને દટાવી દેવાની ગોઠવણ કરી.

મોતીયા પ્રત્યેના ગોવિંદના વર્તનથી સર્વેને નવાઇ લાગી.

એ રાતે રાજકુમારીને સ્વપ્નું આવ્યું કે પોતે પોતાના પિતાના મહેલમાં હતી અને મહારાણી એને વહાલથી બોલાવતાં હતાં.

ગોવિંદને સ્વપ્નું આવ્યું કે એ ખેતરોમાં પડેલા દાણા વીણતો હતો અને એને બાજરીનાં પુષ્કળ ડુંડાં જડ્યાં હતાં.

સવાર પડી ત્યાં બેઉનાં સ્વપ્નાં સાચાં ઠર્યાં.

રાજકુમારીને એની માતાએ વહાલથી બોલાવી ત્યારે આંખ ઉઘડી.

ગોવિંદે બાઘાની માફક ચારે તરફ જોયું. ગરીબાઇ જોઇને એની આંખ ફાટી ગઇ !

*

# સોનાનો સિંહ

*

એક હતા શેઠ. એમને ત્રણ દિકરા. વેલજી, વાલજી અને વસનજી.

વણજ વેપારમાં ત્રણે ય એક્કા. શેઠનો વટ, વહિવટ અને વેપાર ત્રણે યે વધારેલો.

દૂર દેશાવર જઇને વેપાર ખેડીએ તો ઠીક એમ વિચાર કરીને વેલજીએ બાપ પાસે રજા માગી.

'અહીં શું ઓછું છે બેટા! અહીંયાં જ વેપાર કરોને!' શેઠે કહ્યું.

'આ તો છે છે ને છેજ. દુનીયા જોઉં ને વેપાર વધારૂં તો શું ખોટું?' વેલજીએ જવાબ આપ્યો.

'જેવી તારી મરજી' કહીને શેઠે રજા આપી.

ત્રણચાર વહાણ ભરીને વેલજી દૂર દેશાવર ચાલ્યો.

જતાં જતાં એનાં વહાણ ઘોઘા બંદરે નાંગર્યાં. અંદર ઉપર લટાર મારતાં એની નજર જાહેરનામા પર પડી. એ વાંચીને એના મોઢામાં પાણી આવ્યું.

'રાજકુમારીને એની સંતાવાની જગ્યામાંથી જે કોઈ શોધી કાઢશે તેની સાથે રાજાજી રાજકુમારીનાં લગન કરી આપશે.'

એવું એ જાહેરનામામાં લખ્યું હતું.

'એમાં તો શો મોટો મોર મારવાનો છે!' વેલજીએ વિચાર કર્યો. 'એવી સંતાકુકડી તો બહુએ રમ્યા છીએ!'

એ ગયો રાજાજી પાસે અને કહ્યું કે રાજકુમારીને શોધી કાઢવા પોતે તૈયાર છે.

'એ વાત તો ખરી' રાજાજીએ કહ્યું 'પણ આઠ દિવસમાં જો તમે રાજકુમારીને શોધી કાઢશો નહિ તો તમારી ગરદન ઉડાવી દેવામા આવશે.'

વેલજીએ કબુલ કર્યું.

રાજાજીએ એનું સ્વાગત કર્યું

જમીપરવારીને એણે રાજમહેલ જોવા માંડયો. આખોયે મહેલ ને બાગ બગીચા ખોળી વળ્યો પણ રાજકુમારી જડી નહિ.

દિવસને જતાં કં વાર લાગે છે! જોતજોતામાં આઠ

દિવસ થઇ ગયા પણ વેલજીનું કામ થયું નહિ. રાજકુમારી એવી જગ્યાએ સંતાઇ ગઇ હતી કે એનો પત્તો જ ન લાગ્યો.

આઠ દહાડા પુરા થયા એટલે સરત મુજબ રાજાજીએ એને ગરદન મારવાનો હુકમ કર્યો.

વેલજીનાં બધાં વહાણુ રાજાજીએ લઇ લીધાં.

વરસ વહી ગયું પણ વેલજી પાછો ફર્યો નહિ ત્યાં તો વાલજીએ પણ વેપાર ખેડવા જવાની શેઠ પાસે રજા માગી.

શેઠે એને ઘણો ઘણો સમજાવ્યો પણ એ તો હઠ લઇ બેઠો.

છેવટે શેઠે રજા આપી.

ચાર વહાણુ લઇને વાલજી ચાલ્યો.

જતાં જતાં એનાં વહાણુ પણ ઘોઘા બંદરે નાંગર્યાં અને એની નજરે પણ પેલું જાહેરનામું પડયું.

સંતાકુકડી જેવી છોકરાંની રમત રાજા જેવો રાજા રમે એ એને નવાઈ જેવું લાગ્યું. મહેલમાંથી રાજકુમારીને શોધી કાઢવી એ એને રમત જેવું લાગ્યું. એ તો જરાવારમાં શોધી કઢાશે એમ એણે ધાર્યું.

વાલજી રાજાજી પાસે ગયો અને રાજકુમારીને શોધી કાઢવાની વાત કરી.

રાજાજીએ પોતાની શરત કહી અને વાલજીએ તે કબુલ કરી.

અને છેવટે વાલજી હાર્યો. જરા જેટલી ભૂલને માટે એ કમોતે મરણ પામ્યો અને એનાં વહાણ રાજાજીએ લઇ લીધાં.

બે ભાઇ પાછા ફર્યા ન હતા એટલે વસનજીને ચિંતા થવા લાગી એણે શેઠ પાસે પોતાના ભાઇઓને શોધવા જવાની રજા માગી.

બબ્બે દિકરા પાછા ફર્યા ન હતા એટલે ત્રીજા દિકરાને જવા દેવા શેઠનો જીવ શી રીતે ચાલે! એમણે તો નન્નો જ વાસ્યો.

પણ વસનજીની વિનવણી જેવી તેવી ન હતી. એ ભાઇને શોધીને એક વરસમાં પાછા ફરવાનું એણે વચન આપ્યું.

છેવટે શેઠને હા પાડવી પડી.

ચાર વહાણ લઇને વસનજી ચાલ્યો.

એનાં વહાણ પણ ઘોઘાબંદરે નાંગર્યાં.

બંદર પરનું જાહેરનામું એની નજરે પડ્યું.

એણે વિચાર કર્યો કે નજીવી લાગતી વાત અંદરખાનેથી મહત્વની હોવી જોઇએ. વેલજી કે વાલજી અહીં આવ્યા હોય તો જરૂર એમણે રાજકુમારીને શોધી કાઢવા પ્રયત્ન કર્યો હોવો જ જોઇએ.

એણે પણ રાજકુમારીને શોધી કાઢવાનો વિચાર કર્યો; પણ બીજા કરતાં એની રીત જૂદી હતી.

એણે શહેરમાં જઇને માળીનું ઘર શોધી કાઢયું અને માળોની ડોશીને મળ્યો.

ડોશીને એણે પોતાનો વિચાર જણાવ્યો ને સલાહ પૂછી.

ડોશી ભલી હતી. એણે એને કહ્યું કે જો પુરતા પૈસા ખરચવાની શક્તિ હોય તો પોતે રસ્તો બતાવી શકે એમ હતું.

જોઇએ તેટલા પૈસા ખરચવાની વસનજીએ તૈઆરી બતાવી ડોશી બોલી :

'સોનાનો એક સુંદર સિંહ બનાવરાવો અને એની અંદર પોલાણુ રાખો ને તેમાં બેસીને વીણા વગાડી શકાય એવી કરામત કરાવો.'

વસનજીએ ડોશીના કહેવા મુજબ સોનાનો કરામતી સિંહ તૈયાર કરાવ્યો.

ડોશીએ સિંહની અંદરના પોલાણમાં વસનજી ને બેસવાનું કહ્યું અને વખત જોઇને વીણા વગાડવાની સૂચના આપી.

ડોશી સોનાનો સિંહ લઇને રાજાજીના દરબારમાં ગઇ.

વીણા જેવો નાદ કરતો સોનાનો સિંહ જોઇને આખી સભા અજાયબીમાં ગરકાવ થઇ ગઈ. મહારાજાને એ ઘણોજ પસંદ પડયો.

એમણે ડોશીને કહ્યું :

'તારો સિંહ અમને આપી દે અને તું નવો કરાવી લે જે.'

'મારા શેઠે આપને બતાવવા પુરતી જ મને રજા આપી હતી. એવો સિંહ કૈં ઓછો જ આપી દેવાય !'

'તો પછી એક બે દિવસ અમારી પાસે રહેવા દે.'

'આપનો આગ્રહ હોય તો એક રાત રાખવા માટે મારા શેઠની રજા છે. આપને રાખવો હોય તો આજની રાત રાખો. કાલે સવારે હું આવીને લઇ જઇશ.'

રાજાજીએ બીજે દિવસે સવારે સિંહ પાછો આપવાની હા પાડી.

દરબાર ખલાસ થયા પછી સોનાના સિંહને લઇને રાજાજી એમના શયન ખંડમાં આવ્યા.

ગાલીચો ઉંચકયો અને લાદીમાં છૂપી ચાવીઓ હતી તે દબાવી એટલે નીચે ઉતરવાનો દાદર ખુલ્લો થયો.

રાજાજી સિંહને લઇને દાદર ઉતરી ગયા. એક પછી એક એમ સાત દરવાજા વટાવ્યા પછી તેઓ એક મોટા ખંડમાં આવી પહોંચ્યા.

એ ખંડમાં સરખી ઉમરની અને એક સરખા દેખાવની અગીઆર સખીઓ સાથે રાજકુમારી રમતી હતી. બારેનો દેખાવ અને પોશાક એક સરખો હતો.

વસનજીને ચિંતા થઇ કે સાતે દરવાજા વટાવીને અહીં આવવામાં હરકત ન આવે પણ અહીં આવ્યા પછી રાજકુમારીને શોધી કાઢવી ઘણી મુશ્કેલ હતી.

સોનાના સિંહને જોઇને રાજકુમારી અને તેની સખીઓ ઘણી નવાઇ પામી. એના વીણા જેવા અવાજે એમને ગાંડી કરી મુકી.

'પિતાજી! આજે એને અહીંયાં જ મુકી જાવ!' રાજકુમારીએ વિનંતી કરી.

'ભલે ત્યારે' રાજાજીએ કહ્યું 'કાલે સવારે એ પાછો આપવાનો છે એટલે સવારમાં હું લઇ જઇશ.'

રાજાજીના ગયા પછી કયાં સુધી યે સૌને સોનાના સિંહે પોતાના વીણા નાદથી પ્રસન્ન કર્યાં.

છેવટે સૌ સખીઓ પોતપોતાના ખંડમાં સુવા ગઇ. રાજકુમારીએ સોનાના સિંહને પોતાના ખંડમાં રાખ્યો હતો.

રાજકુમારી એકલી પડી એટલે સોનાનો સિંહ બહુજ ઉત્તમ પ્રકારનું વીણાવાદન કરવા લાગ્યો.

'રાજકુમારી! રાજકુમારી!'

એ કોણ બોલ્યું? રાજકુમારીએ ચારે તરફ જોયું પણ કોઇ ન હતું.

'રાજકુમારી!'

હવે એની ખાત્રી થઇ કે સોનાનો સિંહ બોલ્યો.

'તમને શોધવા ખાતર મ્હેં કેટલું કેટલું કર્યું છે તેનો તમને કૈં ખ્યાલ છે!'

'હું બધું યે સમજું છું.'

'તો પછી મને મદદ ન કરો ?' એમ કહીને વસનજી બહાર નીકળ્યો.

એણે પોતાની વિતક વાત કહી. અને એને શોધવા સારૂ પોતાના બે ભાઈઓએ કેવી રીતે પોતાના જાન ગુમાવ્યા હતા તે પણ કહ્યું.

'હવે ત્રાસ એટલો છે કે તમે બારે જણ સરખા રૂપરંગનાં છો ને એક જ જાતનો પોશાક પહેરો છો એટલે મારે તમને ઓળખવાં શી રીતે ?'

'ઓહો ! એનો હું તોડ કાઢી આપું. આજથી આઠમે દહાડે મારી વેણીમાં હું ગુલાબનું ફુલ નાખીશ એ ઉપરથી તમે ઓળખી કાઢજો.'

'બહુ સારૂં.' કહીને વસનજી પાછો સંતાવાની જગ્યાએ ભરાઈ ગયો.

બીજે દિવસે રાજાજીએ માલણને સોનાનો સિંહ પાછો આપ્યો.

ઘેર આવીને માલણે વસનજીને બહાર કાઢયો.

અને તરત જ એ રાજાજી પાસે હાજર થયો ને રાજકુમારીને શોધી કાઢવાનું માથે લીધું.

' આઠ દહાડામાં શોધી નહિ કાઢશો તો તમને ગરદન મારવામાં આવશે. ' રાજાજીએ કંટાળીને કહ્યું. એના એ શબ્દો સત્તરજણને સંભળાવી સંભળાવીને એ પણ કંટાળ્યા હતા.

વસનજીએ પહેલે દિવસે આખો યે મહેલ તપાસ્યો. બીજે દિવસે બાગ જોયો પણ રાજકુમારી કૈં રસ્તામાં પડી છે કે જડે.

આઠમે દહાડે એ રાજાજીના શયન ખંડમાં ગયો અને ગાલીચો ખસેડી છૂપી ચાવીઓ દબાવી.

એ જોઇને રાજાજીની અજાયબીનો પાર ન રહ્યો. એમને લાગ્યું કે આ માણસ રાજકુમારીને શોધી કાઢશે ખરો !

અને એક પછી એક સાત દરવાજા વટાવીને વસનજી રાજકુમારી અને એની સખીઓવાળા ખંડમાં આવી પહોંચ્યો.

સરખેસરખી બાર કુમારિકાઓમાંથી રાજકુમારીને શોધી કાઢવી એ કસોટી કૈં જેવી તેવી ન હતી.

વસનજીએ આગળથી કરેલી ગોઠવણ મુજબ ગુલાબના ફુલ પરથી રાજકુમારીને ઓળખી. એ ગોઠવણ ન હોત તો યે એકવાર જોયા પછી એને ઓળખવામાં ભાગ્યે જ ભૂલ થાત એમ ચકોર વસનજીને લાગ્યું.

પોતાના વચન મુજબ રાજાજીએ રાજકુમારીનાં વસનજી સાથે લગન કરી આપ્યાં અને પહેરામણીમાં પુષ્કળ જર જવાહીર આપ્યું.

ભેટસોગાદોથી વસનજીનાં બાર વહાણ ભરાઇ ગયાં. એ સઘળું લઈને એ શેઠ પાસે આવી પહોંચ્યો અને તેમને વેલજી અને વાલજીના સમાચાર જણાવ્યા.

એ જાણીને શેઠ ઘણા દિલગીર થયા પણ આખરે વસનજીએ રાજાજીની શરત પુરી કરીને પોતાની હોશી આરી બતાવી હતી એ જોઇને એમણે મન વાળ્યું.

બારે વહાણ જોઇને શેઠની વેપારી આંખ ઠરી.

*

# લંકાની લાડી

*

'રૂમઝુમ રૂમઝુમ' અવાજ સંભળાયો અને રાજા રાવણે ફરીને જોયું.

છ છ દહાડા થયા રાજા રાવણને ઘેર દિકરી અવતરી હતી આજે એની છઠ્ઠી હતી.

વિધાત્રી આવીને એનું ભવિષ્ય લખી જવાની હતી.

અને રાજા રાવણ જેવાનાં સંતાનનું ભવિષ્ય પણ વિધાત્રી આંકે અને એને જ ખબર ન પડે એ એના જેવા અભિમાનીથી કેમ સહન થઇ શકે ?

એ જાગતો બેઠો હતો અને વિધાત્રીને પૂછવાનો એણે મનસુબો કર્યો હતો.

વિધાત્રી આવીને રાણીના ખંડમાં ગઇ પણ એ બોલ્યો નહિ.

થોડી વારે વિધાત્રી પાછી ફરી. રાજા રાવણે એનો હાથ પકડયો.

'તેં શું લખ્યું ?' એણે પૂછ્યું.

'એનું ભવિષ્ય.'

'પણ શું ? તે તો કહે.'

'એ કહ્યે કૈં પાર આવે ?'

'મારે તારૂં પારખું જોવું છે.'

'તો તો એક જ વાત કહું. તારી દિકરીને ભંગીનો દિકરો પરણશે.'

'શું કહ્યું ?'

'ભંગીનો દિકરો પરણશે.'

'કયા ભંગીનો ?'

'પ્રેમલાનો તીકલો.'

'અને ન પરણે તો ?'

'તું કહે એ દંડ દેવો.'

'તારાં નાક ને કાન કાપી લઇશ.'

'કોણે' ના કહી !' કહીને વિધાત્રી ચાલી નીકળી.

રાજા રાવણ એ ભયંકર ભવિષ્યપર વિચાર કરતો ઉભો 'કૈં નહિ એની રેખ પર મેખ મારૂં નહિ તો મારૂં

નામ રાવણ નહિ ! એ તીકલાને કાલને કાલ મરાવી નાખું છું.'

બીજે દિવસે સવારે એણે પ્રેમલા ભંગીયાને બોલાવ્યો.

પ્રેમલા ભંગીયાને રાજા રાવણ બોલાવે એટલે એના ભયનો તે કંઇ પાર રહે !

થર થર થર ધુજતો પ્રેમલો બે હાથ જોડીને ઉભો રહ્યો.

'એ હાજર છું ગરીબપરવર !'

'પ્રેમલા !'

'જી સરકાર ?'

'તારે દિકરા કેટલા ?'

'બે દિકરા, માબાપ ! તીકલો ને કાનીયો.'

'તારા તીકલાને લઈ આવ.'

'જી માબાપ !' કહીને પ્રેમલો તીકલાને લઇ આવ્યો.

રાજા રાવણે તીકલાને બે સિપાઇઓને હવાલે કર્યો અને એમને હુકમ આપ્યો:

'એને મારી નાખીને દરિયામાં નાખી દો.'

રોતો કકળતો પ્રમલો ચાલ્યો ગયો.

રાજા રૂઠે ત્યાં ફરીઆદ કોને કરવી ?

પેલા બે સિપાઇ તિકલાને લઇને ચાલ્યા. એક મોટા ખડક ઉપર એને લઇ ગયા અને તરવારથી ત્રણ ચાર ઘા કર્યા.

નાનો સરખો છોકરો એ તે કેટલું ખમી શકે. એ

બિચારો સિપાઇને જોઇને હિંમત ઇ ગયો હતો. એવામાં વળી આટલા ઘા પડ્યા એટલે બેશુદ્ધ થઇ ગયો

પેલા બેઉ જણે એને ટીંગાટોળી કરીને દરિયામાં ફેંકી દીધો.

પણ રામ રાખે તેને કોણ ચાખે !

વિધાતાએ એનું ભવિષ્ય અજબ ભાખ્યું હતું. એણે પોતાની પરીઓને આજ્ઞા કરી.

પરીઓએ જઇને એને ઝીલી લીધો. હાથ ફેરવ્યો ત્યાં તો એના બધા યે ઘા રૂઝાઇ ગયા. એ એને ઉપાડી ગઇ.

જતાં જતાં એમણે એને ઘોઘાનગરના કોટ બહાર મુકી દીધો.

ઘોઘાપાટણ ભારે બંદર હતું. એનો વેપાર ચારે દિશામાં ચાલે.

ઘોઘાપાટણનો રાજા આગલે દિવસે મરણ પામ્યો હતો એ દેશમાં રિવાજ હતો કે હાથણી જેને માથે કળશ ઢોળે તે રાજા થાય. રાજા મરણ પામ્યો એટલે બીજે દિવસે કળશ આપીને હાથણીને છોડી

ફરતી ફરતી હાથણી આવી પહોંચી તીકલા પાસે, અને એના માથા પર કળશ ઢોળ્યો.

જયજયકારના નાદ સાથે લોકોએ એને વધાવી લીધો.

ઘોઘાપાટણનું જબરૂં રાજ એને આપ્યું. જરા વારમાં પ્રેમલા ભંગીયાનો તીકલો રાજા ત્રિભુવનપાળ બની ગયો.

વરસોને વહેતાં કૈં વાર લાગે છે!

રાજા રાવણની રાજકુમારી મોટી થઇ. એને માટે વરની શોધ કરવા માંડી.

એના ગોરે શોધ કરતાં કરતાં ઘોઘાપાટણના મહારાજાને પસંદ કર્યા અને રાજા રાવણની વતી વિવાહનું નાળીએર આપ્યું.

લગનનું મુહુર્ત લેવાયું અને પૂર દમામથી લંકામાં લગન ઉજવાયાં.

રાજા રાવણના હરખનો પાર ન રહ્યો. એણે વિધાત્રીના લેખ પર મેખ મારી હતી.

અને એનો હરખ માતો ન હતો ત્યાં તો વિધાત્રી રૂમઝુમ કરતી આવી.

'તું હારી. લાવ હવે તારૂં નાક—'

'આમ આંક ખાવાની જરૂર નથી રાજા રાવણ!'

'મારી દિકરી ઘોઘાપાટણના મહારાજા ત્રિભુવનપાળને પરણી—'

'એ ત્રિભુવનપાળ તે તીકલો કે બીજો કોઇ!'

'હોય નહિ!'

'શું હોય નહિ! કરો તપાસ તો થશે ખાત્રી. પછી છે કૈં!'

રાજા રાવણે ત્રિભુવનપાળને બોલાવીને ચોકસીથી પૂછયું તો એની ખાત્રી થઈ કે ત્રિભુવનપાળને પોતાનું

નાનપણ યાદ હતું અને તે વખતે કોઇએ એને તલવારથી ઘા કરીને દરિયામાં નાખી દીધેલો અને એનું નામ તીકલો હતું.

'ખરે જ! તારા લેખ અફળ કરવા મુશ્કેલ છે! વિધાત્રી!'

'જે થવાનું હતું તે થયું! હવે હાથ આવેલી બાજી સુધારી લેજો.' કહીને વરકન્યાને આશિષ આપીને વિધાત્રી અદૃશ્ય થઇ.

*

# ઉષા

*

અમથાને ઘેર અગીઆર દિકરી હતી. એક નહિ પણ અગીઆર. ધાના ત્યાં પાના નહિ અને પાના ત્યાં ધાના નહિ. ખાનાર બાર જણ પણ ખાવાનાં ઠેકાણું નહિ! અમથાનું કરમ કોડીયા જેટલું!

અમથો અથાગ મજુરી કરે પણ બારે જણના પેટના ખાડા બેળે બેળે પુરાય.

એક દહાડો એ જંગલમાં લાકડાં લેવા ગયો હતો. ગાઢાં જંગલમાં એણે એક કૌતુક જોયું.

એકાએક એક ગુફાનું બારણું ઉઘડયું અને એમાંથી એક જબરદસ્ત જનાવર બહાર નીકળ્યું. એ આવીને અમથા પાસે ઉભું રહ્યું.

કાંચીડા તો તમે જોયો હશે! એ જનાવર એ જાતનું હતું પણ ખાસુ મોટું મગર જેવડું.

અમથો એને જોઇને ખુબ બીધો. પણ એ બોલી ઉઠયુંઃ 'હું તને ઓળખું છું અમથા! તારે બીવાની જરૂર નથી. તારી અવદશા મારાથી અજાણી નથી. કાલે તું તારી નાની દીકરી ઝમકુને લઇને મારી પાસે આવજે.'

એમ કહીને એ તરત જ ચાલ્યું ગયું.

અમથો લાકડાં લઇને ઘેર ગયો અને એની વહુને વાત કરી. એને વહેમ હતો કે એ જનાવર ઝમકુને ખાઇ જશે તો?

એની વહુએ કહ્યુંઃ 'પણ આપણે એવી શંકા શા સારૂ રાખવી. કાલે ઝમકુને લઈ જજો અને જો જો કે એ શા સારૂ મંગાવે છે; અને ઠીક લાગે તેમ વરતજો.'

બીજે દિવસે ઝમકુને લઇને અમથો પેલી ગુફા આગળ ગયો.

પેલું જનાવર બહાર આવ્યું અને પોતાના મોં વાટે સોના મહોરોથી ભરેલો એક કોથળો ઉંચકી લાવ્યું.

'આ મહોરો લઈ જા, એનાથી તારૂ ગુજરાન સારી રીતે ચાલશે. તારી ઝમકુને હું રાખી લઉં છું. એને હું મારી દિકરી પેઠે ઉછેરીશ. એની તમે જરાયે ફીકર ચિંતા કરશો નહિ.'

અમથાએ સોના મહોરો લીધી અને પેલા જનાવરને ઝમકુ સોંપી.

એ ઝમકુને લઇ પોતાની ગુફામાં ગયું. ઝમકુના બદલામાં મળેલી સોના મહોરોથી એની મા અને બહેનો ખુશી ખુશી થઇ ગઇ, એમનું દળદર ફીટયુ હતું !

પેલું જનાવર ગુફામાં ગયું એટલે એ બદલાઇ ગયું. એ એક સુંદર પરી હતી પણ એવા નવાઇ જેવા રૂપે અમથઃ પાસે ગઇ હતી.

પરીએ ઝમકુને ઉછેરવા માંડી. એણે એનું નામ બદલીને ઉષા પાડયું.

પરી પાસે આવ્યા પછી ઉષાનાં રૂપરંગ ફરી ગયાં.

વરસને જતાં વાર લાગતી નથી. ધીરે ધીરે ઉષા સોળ વરસની થઇ.

ચંપાવતીનો રાજા ચંદ્રસેન એક વખત શિકાર કરવા ગયો હતો તે રસ્તો ભૂલીને પરીના મહેલમાં આવી પહોંચ્યો. પરીએ તેનો સારી રીતે આદર સત્કાર કર્યો.

રાજાએ ઉષાને જોઇ અને એને ઉષા સાથે પરણવાનું મન થયું. એણે પરીને વાત કરી.

પરીએ હા પાડી અને બેઉને પરણાવ્યાં. ઉષા પણ રાજા ચંદ્રસેન જેવો પતિ મળવાથી ખુશી થઇ.

રાજાની સાથે ઉષા ગઇ પણ જતાં જતાં એ પરીને પગે પડવાનું ભૂલી ગઇ. પરીમાના ઉપકાર ભૂલ્યા ભૂલાય એવા ન હતા છતાંય છોકરમતને લીધે ઉષા એમનો આભાર સરખો માનવાનું પણ ભૂલી ગઇ.

પરીને એથી ખોટું લાગ્યું. એણે ઉષાનું મોઢું બકરી જેવું કરી દીધું.

રાજા ચંદ્રસેને ઉષાનું મોઢું ફરી ગયેલું જોયું ત્યારે એને ઉષા તરફ તિરસ્કાર આવ્યો.

એણે ઉષાને એક મણ રૂ કાંતવાનું આપ્યું.

ઉષાને એથી ચીઢ ચઢી. રાજાને કોઇ કાંતી આપનાર ન મળ્યું તે એણે એવું કામ એને સોંપ્યું એવું ઉષાને લાગ્યું.

રૂ લઇને એણે બહાર ફેંકી દીધું.

પંદર દહાડા પછી સુતરની ઉઘરાણી થઇ એટલે ઉષા પરીમા પાસે દોડી.

પરીમાએ એને સુતર આપ્યું. આભાર માન્યા વિના ઉષાએ તે લીધું અને રાજાને પહોંચાડયું.

બીજી વખત રાજાએ એને બે ગલુડીયાં ઉછેરવાનું કામ સોંપ્યું.

'આવડા મોટા રાજમાં કોઇ ના મળ્યું કે મને આવું કામ આપે છે! હું તે વળી આ કુતરાંને ઉછેર· વાની હતી!' એમ કહીને ઉષાએ બેઉ ગલુડીયાં ફેંકી દીધાં.

વરસે દહાડે રાજાએ ગલુડીયાં મંગાવ્યાં એટલે એ દોડી પરીમા પાસે.

પણ પરીમાનો મહેલ ઉડી ગયો હતો અને એને ઠેકાણે એક ઝુંપડી હતી. એ ઝુંપડીમાં એક ડોસો રહેતો હતો. ડોસાને લાંબી દાઢી હતી.

ઉષાએ ડોસાને પરીમા કયાં ગયાં તે પૂછયું.

ડોસાએ કહ્યું કે એ પરીમાને ઓળખતો ન હતો.

એ સાંભળીને ઉષા ચીઢાઇ. એણે કહ્યું: 'તારી દાઢી છે એટલી અક્કલ હોત તો યે ઠીક થાત! તું પરીમાને ઓળખતો નથી?'

ડોસે જવાબ આપ્યો: 'મારી દાઢી તો ઠીક. એ કદાચ તને બકરા જેવી લાગતી હશે પણ તારૂં મોઢું જ બકરી જેવું છે તેનો તો વિચાર કર.

'અને કયે મોઢે તું પરીમાની વાત કરવા આવી છે? પરીમાએ આટલું બધું તારે સારૂ કર્યું, પણ એનો આભાર માનવાનો પણ તેં વિવેક કર્યો છે?'

એમ કહીને એણે અરીસો કાઢીને ઉષાને બતાવ્યો. પોતાનું બકરી જેવું મોઢુ જોઇને એ રડી પડી. એને પોતાની ભુલ સમજાઇ અને ખરા હૃદયથી પસ્તાવો કર્યો.

પસ્તાવો એ અજબ દવા છે. પાપીનાં પાપ એનાથી ધોવાઇ જાય છે!

પરીમાને પણ લાગી આવ્યું. ઉષાની ભૂલ એમણે માફ કરી અને વૃદ્ધ માણસને બદલે પોતાના મૂળ સ્વરૂપે ઉષા પાસે હાજર થયાં

ઉષાનું મોઢું એમણે પહેલાંના જેવું કરી દીધું અને બે સુંદર કુતરા આપ્યા.

પરીમાનો આભાર માની તથા પગે લાગીને ઉષા એ બેઉ કુતરા લઇને રાજાને મોકલાવ્યા.

રાજા ચંદ્રસેને ઉષાને એના મૂળ સ્વરૂપમાં જોઈ એટલે એનો રોષ પણ ઉતરી ગયો અને ઉષાને એણે વહાલથી બોલાવી.

પછી બેઉ જણે ખાધું પીધું અને રાજ કીધું.

*

# ચંપા

*

ઉપર આભ અને નીચે ધરતી એ સિવાય ચંપાનું કોઇ ન હતું. માબાપ મરી ગયાં હતાં અને સગુંસાગવું કોઇ હતું નહિ.

ઘરમાં ખાવાના યે સાંસા હતા.

ચંપાને હાથે કામ કરવાનું હતું.

'મારાં આટલાં ગાડરાં ચરાવજે' રત્ના રબારીએ એને કામ સોંપ્યું. 'ને મારે ત્યાં ખાજે.'

ચંપાએ ગાડરાં ચરાવવાની હા પાડી.

સવારના પહોરમાં ઘેટાનું ટોળુ લઇને ચાલી એ તો જંગલમાં.

ચરતાં ચરતાં ઘેટાં ઘણે દૂર નીકળી ગયાં.

એવામાં કોઇ રડતું હોય એવો અવાજ ચંપાને કાને પડ્યો.

જે બાજુથી અવાજ આવતો હતો તે બાજુએ ગઇ અને જોયું તો એક સિંહ ઘાયલ થઇને પડેલો.

એના શરીરમાં બે બાણ ખુંપી ગયાં હતાં.

ચંપાને સિંહની દયા આવી. તે એની પાસે ગઇ અને પેલાં બાણ ખેંચી કાઢ્યાં.

સિંહના ઘા ધોઇને એણે ઘાબાજરીયું શોધી કાઢી તે ભરીને પાટો બાંધ્યો.

સિંહે એના હાથપગ ચાટ્યા.

સિંહને જરા ઠીક થયુ એટલે ચંપાને પોતાનાં ઘેટાં સાંભર્યાં. આજુબાજુ જોયું પણ એનો પત્તો ન હતો.

થોડીવારે એ એક ઉંચા ઝાડ પર ચઢી અને ચારે તરફ નજર નાખીને જોવા લાગી પણ કયાંયે એનાં ઘેટાં દેખાયાં નહિ.

દહાડો આથમી ગયો હતો એટલે રબારી ઘેટાંની રાહ જોતો હશે અને ઘેટાં વિના પાછા જવું એ એને ઠીક લાગતું ન હતું.

એવામાં એક કૌતુક થયું.

સામેનો એક ટેકરો એકાએક હાલ્યો અને એમાં એક ગુફા નજરે પડી. એક માણસ ખોડંગતો ખોડંગતો અંદર

ગયો એટલે ગુફાનું મોઢું એની મેળે બંધ થઇ ગયું.

ચંપાને એ જોઇને ભારે નવાઇ લાગી.

રબારીની પાસે જઇને શું મોઢું બતાવવું! એના કરતાં જંગલમાં રહેવું સારૂં એમ વિચાર કરીને ચંપાએ ઝાડ પર રાત ગાળી.

સવાર થયું ત્યાં તો પેલો ટેકરો ફરીથી હાલ્યો અને ગુફા ઉઘડી. એમાંથી એક સિંહ બહાર નીકળ્યો. ચંપાએ સિંહને ઓળખ્યો. એણે જે સિંહની સારવાર કરી હતી તે જ એ સિંહ હતો.

સિંહ બહાર ગયા પછી એ ગુફામાં ગઇ અને જોયું તો અંદર મોટા મોટા ઓરડા હતા અને એમાં ભાત-ભાતની સુખસાહ્યબીઓ હતી, પણ બધું આડું અવળું પડ્યું હતું. ચારે બાજુ ભારે અવ્યવસ્થા હતી.

ચંપાએ તો બધું ઠેકાણે મુકવા માંડયું અને વાળી ઝાડીને ઠીક કરવા માંડયું.

સાંજ પડવા આવી પણ કામ પુરૂં થયું નહિ એટલે એ બહાર નીકળી ગઇ.

થોડી વારે પેલો માણસ આવ્યો અને ગુફામાં ગયો.

સવાર પડ્યું ત્યાં ફરીથી ગુફામાંથી સિંહ નીકળ્યો અને શિકાર કરવા ચાલ્યો.

ચંપા વિચાર કરવા લાગી : 'આમાં કૈં ભેદ છે. સાંજે ગુફામાં જાય છે ત્યારે માણસ હોય છે અને સવારે બહાર નીકળે છે ત્યારે સિંહ હોય છે એનું શું કારણ હશે ?'

એનો ખુલાસો પેલા માણસને પૂછવાનું એણે મન સાથે નક્કી કર્યું.

સાંજ પડી પણ એ ગુફામાંથી બહાર ન નીકળી. વખતસર પેલો માણસ આવ્યો.

'તમારો તે મારો કેટલો ઉપકાર માનવો જોઇએ!' એ બોલ્યો.

'કેમ !'

'તે દિવસે તમે મારી સારવાર કરી'

'ક્યારે ?'

'હું સિંહના વેષમાં હતો ત્યારે, અને એ દિવસથી આ બધું ઠીકઠાક કરો છો.'

'પણ તમે સિંહ શી રીતે થઇ જાવ છો ?'

'સામે પેલો પર્વત જોયો ? એના ઉપર એક રાક્ષસ રહે છે. એ મહા ભયંકર છે. એણે એના જાદુથી મને અહીં રાખ્યો છે અને જાદુના જોરે સવારે સિંહ કરી દે છે ને રાતે મારા મૂળ સ્વરૂપમાં અહીં રહેવા દે છે.'

'એનો કૈં ઉપાય નથી ?'

'છે તો ખરો, પણ કોણ કરે ?'

'મને બતાવોને હું કરીશ.' ચંપાએ આતુરતાથી કહ્યું.

'તમને એટલી બધી પીડામાં ક્યાં નાખું ?'

'એમાં પીડા શાની ?'

'એ રાક્ષસ ભારે હરામખોર છે. એ તમારાં ઘેટાં લઇ ગયો છે અને વખતે તમને જોશે તો માણુસમાંથી જનાવર બનાવી દેશે.'

'પણ એ જુએ તે પહેલાં તમે રસ્તો બતાવો એટલે એના પંજામાંથી તમને છોડાવું.'

'એનો રસ્તો એક જ છે. કોઇ પણ રસ્તે રાક્ષસને રાજી કરીને એની પાસે વરદાન માગવાનો.'

'પણ એ રાજી થાય શી રીતે ?'

'રામનગરની રાજકુમારીના વાળ ગુંથીને એનો ઝભ્ભો રાક્ષસને આપવામાં આવે તો રાજી રાજી થઇ જાય.'

'પણ રાજકુમારીના વાળ લાવવા શી રીતે ? અને એવા તે કેટલા વાળ હોય કે એનો વણીને ઝભ્ભો કરાય !'

'એના વાળ પુષ્કળ છે પણ એ મેળવવા અઘરા છે. એની દાસી સિવાય કોઇને એ માથે અડવા દેતી નથી. એની દાસી જ એનું માથું ઓળેચોળે છે.'

'એ કામ હું લઇ લઉં તો એના વાળ એકઠા કરાય ખરા.'

'અને પુરતા વાળ એકઠા થાય, એને કાંતો અને વણીને ઝભ્ભો બનાવો એમાં વખત તો જાય, પણ કામ થાય ખરૂં.'

'હરકત નહિ. એક વરસ સુધીમાં એ બધુ યે હું કરીશ.'

'પ્રભુ તમને મદદ કરે !'

બીજે દિવસે ચંપા રામનગર જવા નીકળી. ત્યાં જઈને એણે રાજમહેલમાં દાસીનું કામ મેળવ્યું અને રાજકુમારીની તહેનાતમાં રહી.

ચંપાના વાળ ઘણા જ સુંદર હતા. એ પોતાના વાળ એવા સુંદર ઓળતી કે એનાથી એનું મોઢું દીપી ઉઠતું.

રાજકુમારીને એની વાળ ઓળવાની રીત ઘણી ગમી. પોતાના વાળ પણ એવી રીતે ઓળાવવાનું એને મન થયું.

જૂની દાસીને ઠેકાણે એણે ચંપાની નીમણુંક કરી અને પોતાના વાળ ચંપા પાસે ઓળાવવા મંડી.

ચંપાએ ધ્યાન દઈને રાજકુમારીના વાળ બહુ જ સુંદર રીતે ઓળવા માંડયા.

રોજરોજ જે વાળ ખરી પડે કે કાંસકીમાં ભરાઈ જાય તે ચંપા એકઠા કરતી અને કાંતી રાખતી.

એમ કરતાં કરતાં એક વરસ થવા આવ્યું. ચંપા પાસે પુરતા વાળ થયા હતા; તેણે એ ગુંથ્યા અને એનો એક ઝભ્ભો તૈયાર કર્યો.

એ ઝભ્ભો લઈને ચંપા પેલા પર્વત તરફ વિદાય થઈ.

એનાં પગલાંનો અવાજ સાંભળી રાક્ષસ 'ખાઉં ! ખાઉં !' કરતો બહાર નીકળ્યો.

રાક્ષસનો દેખાવ બહુ જ ભયંકર હતો. એના

નાકમાંથી ધુમાડાના ગોટેગોટા ઉઠે અને મોઢામાંથી ભડકે ભડકા નીકળે.

એ આવ્યો તેવો જ ચંપાએ એની સામે પેલો ઝભ્ભો ધરી દીધો.

રાક્ષસે ઝભ્ભો લઇ લીધો અને તરત જ પહેરી લીધો. એનો ગુસ્સો ઉતરી ગયો.

રાજી થઇને એણે ચંપાને પૂછ્યું:

'બોલ બેટા ! તારે શું જોઇએ ?'

જાણે સંભારી કાઢતી હોય તેમ ચંપા બોલી: 'પેલી ગુફામાં તમે રાજકુમારને રાખ્યો છે તેને તમારા જાદુમાંથી છૂટો કરો.'

'તું કહે છે એટલે કરવો પડશે' એમ કહીને રાક્ષસ કૈંક બબડયો.

તરત જ પેલો રાજકુમાર ત્યાં હાજર થયો.

'આ રહ્યો એ રાજકુમાર' રાક્ષસ બોલ્યો. 'આજથી એ છૂટો છે.'

ચંપાને લઇને રાજકુમાર પોતાને દેશ ગયો. એને જોઇને રાજારાણી રાજીરાજી થઇ ગયાં.

થોડા વખત પછી ભારે ધામધુમથી ચંપા સાથે રાજકુમારનાં લગન લેવાયાં.

અને પછી જતે દહાડે બેઉ યે ખાધું પીધું ને રાજ કર્યું.

*

# ફુ ણી ધ ર

*

ભલેને મોટો મહારાજા હોય પણ બાળક સિવાયનું તે કૈં જીવન છે ! કિલકિલાટ કરીને ઘર ગજાવી મુકતાં બાળકો ક્યાં અને શ્મશાન જેવી નિરવ શાન્તિ ક્યાં !

મહારાણી સરલાકુમારીને એકે સંતાન ન હતું તેથી એમનું મન ઘણું જ ઉદાસ રહેતું હતું. રાજાજીને પણ વારસની ચિંતા હતી.

અને પુર્વજન્મનાં પૂણ્ય સિવાય મનની મુરાદો ફળે ખરી !

સરલારાણીએ પૂર્વે પૂણ્ય કર્યાં હશે એટલે એમને એક સ્વપ્ન આવ્યું અને તેમાં એક પરીએ દર્શન દીધાં ને પૂછ્યું : 'તને શાનું દુઃખ છે ?'

'બીજું તો કશાનું નહિ. માત્ર પુત્ર નથી એ ચિંતા છે.'

'એનો ઉપાય બતાવું. કાલે સવારે તારાકુંડમાં સ્નાન કરવા જજે. કુંડમાંથી તને બે કાંદા મળશે તે શેકી, સાફ કરીને ખાઇ જજે એટલે તારી ઇચ્છા ફળશે.'

'કાંદા ખાવાથી ?'

'હાસ્તો. મેં કહ્યું તેમ કરજે એટલે તને બે પુત્ર આવશે.'

સવારે જાગીને સરલારાણીએ પરીના કહેવા મુજબ તારાકુંડમાં સ્નાન કર્યું. કુંડમાં આમતેમ શોધ્યું એટલે એને બે કાંદા મળ્યા.

બેઉ કાંદા શેકાવ્યા અને એક તો એમને એમ જ ખાઇ ગઇ.

પછી એને યાદ આવ્યું કે પરીએ કાંદા સાફ કરીને ખાવાનું કહ્યું હતું.

બીજો કાંદો એણે છોતરાં કાઢી સાફ કરીને ખાધો.

જતે દિવસે સરલારાણીને સુવાવડ આવી.

સૌથી પહેલાં એક મોટો ફણીધર અવતર્યો. દાયણે એને મહેલની બહાર ફગાવી દીધો.

તે પછી રૂપરૂપના અંબાર જેવો કુંવર આવ્યો.

કુંવરને જોઇને સરલારાણી રાજી રાજી થઇ ગઇ.

પોતાની ભુલને લીધે બેને બદલે એક જ કુમાર આવ્યો એમ એણે માન્યું.

જતે દિવસે કુંવર મોટો થયો.

બીજી બાજુ ફણીધર પણ વધતો ગયો.

કુંવર વીસ વરસનો થયો એટલે પોતાને લાયક કન્યા શોધવા ચાલ્યો.

રથ જોડાવીને જેવો તે નગર બહાર નીકળ્યો તેવો જ એનો રસ્તો રોકીને મોટો ફણીધર નાગ ઉભો રહ્યો.

'કયાં જાય છે ? કુમાર !' ફણીધરે પૂછ્યું.

'મારે લાયક કન્યા શોધવા.'

'તો તો તું પાછો ફર, મારા પરણ્યા સિવાય તારાથી નહિ પરણાય'

એ સાંભળીને કુંવર પાછો ફર્યો અને રાજારાણીને વાત કરી.

'કાલે બીજે રસ્તે જજે.' રાજાજીએ કહ્યું.

બીજે દિવસે કુંવરે બીજો માર્ગ લીધો. ત્યાંયે ફણીધર આડો પડયો.

ત્રીજે દહાડે એણે ત્રીજો રસ્તો રોકયો.

રાજાજીએ કહ્યું : 'એમ છે તો એને બોલાવી લાવ. એને પહેલો પરણાવીએ.'

કુંવરે ફણીધરને બોલાવ્યો.

ફણીધર મહેલમાં રહેવા આવ્યો.

રાજાજીએ ધાર્યું હતું કે ફણીધરને કોઈ દાસીબાસી જોડે પરણાવી દઈશું એટલે પીડા પતી જશે. એમણે એ

રીતે એક દાસીના ફણીધર સાથે વિવાહ કર્યા પણ બીજે દિવસે જુએ તો દાસીના રામ રમી ગયેલા.

બે, ત્રણ, ચાર, પાંચ, છ ને સાત વાર રાજાએ ફણીધરના વિવાહ કર્યા પણ દરેક વખત બીજે જ દિવસે એને પરણાવવાની કન્યા મરેલી મળી આવતી.

આ તો જબરી પીડા ઉભી થઇ! ફણીધર પરણે નહિ ને પરણવા પણ ન દે! એ પીડામાંથી કેમ છૂટવું એની રાજાજીને ચિંતા થવા માંડી. કોઈ પોતાની દીકરી ફણીધરને દેવાયે તૈયાર નહતું. જાણી જોઇને મૃત્યુના મ્હોમાં હોમવા પોતાના બાળકને કોણ આપે?

પણ કહે છે કે સાવકી માનું હૈયું જરા કઠણ હોય છે. પન્નાની સાવકી મા અદેખાઈનો અવતાર હતી, એને હૈયાને ઠેકાણે પથરો હતો. પન્નાનું કાસળ કાઢવા એણે ફણીધર સાથે પન્નાને પરણાવવાનું નક્કી કર્યું.

પન્નાને એ વાતની ખબર પડી ત્યારે એ છેક હતાશ થઇ ગઇ.

જેનું કોઇ નહિ તેની રક્ષા કરનાર પરમેશ્વર છે. પન્નાને પ્રભુનો આશરો હતો.

રાત્રે એને સ્વપ્ન આવ્યું.

સ્વપ્નમાં એને એક પરી દેખાઇ. એનો ચહેરો એણે ઓળખ્યો. એ એની મરનાર માતા જેવો હતો. પન્નાને એણે પોતાની જોડે આવવા કહ્યું.

પન્ના એની સાથે ગઇ. બેઉ ગયાં પરીઓના પ્રદેશમાં. ત્યાંનું અપાર સૌંદર્ય જોઇને પન્નાના આનંદનો પાર ન રહ્યો.

પરીઓની રાણીએ પન્નાને માથે હાથ મૂક્યો ને કહ્યું: 'મુઝાતી નહિ દીકરી! ફણીધર બીજો કોઇ નહિ પણ યુવરાજ છે. એને પરણતાં પહેલાં તું કહેજે કે 'મારે ફણીધરને મળવું છે.' પછી સાત સફેદ કપડાં પહેરીને એને મળવા જજે અને તેલનો વાટકો સાથે રાખજે.

'એ તને ડસવા આવે એટલે જરા પણ ગભરાયા સિવાય માથે તેલ ચોપડજે. એ કકણીને કાંચળી ઉતારશે. પછી તું તારૂં એક કપડું એના પર નાખજે.

'એક પછી એક સાત વાર એની પાસે એ રીતે કાંચળી ઉતરાવજે. ને તારાં છ કપડાં નાખજે.

'છેલ્લી વખતે એના આખા શરીરે તેલ ચોપડજે અને મારૂં સ્મરણ કરજે એટલે ફણીધર સાપ મટીને તેજસ્વી રાજકુમાર થઇ જશે.'

પન્નાએ પરીઓની રાણીને પ્રણામ કરીને રજા લીધી.

બીજે દિવસે એણે રાજીખુશીથી ફણીધરને પરણવાનું કબુલ કર્યું.

પરીઓની રાણીના કહ્યા મુજબ એણે પરણતા પહેલાં ફણીધરને મળવાની માગણી કરી.

એકાએક ચીઢાઇને ફણીધર એને ડંખ મારવા દોડ્યો. ત્યાં તો પન્નાએ એને માથે તેલ નાખ્યું.

જરા કકણીને ફ્ણીધરે કાંચળી ઉતારી.

પન્નાએ એના પર પોતાનું સફેદ કપડું નાખ્યું.

ફ્ણીધર ફ્રીથી ડસવા દોડયો.

પન્નાએ ફ્રીથી તેલ નાખ્યું.

ફ્ણીધરે કાંચળી ઉતારી ને પન્નાએ કપડું નાખ્યું.

એમ એક પછી એક સાત વખત ફ્ણીધરે કાંચળી ઉતારી.

છેલ્લી વખતે પન્નાએ ગભરાયા વિના ફ્ણીધરને તેલ ચોળ્યું અને પરીઓની રાણીનું ધ્યાન ધર્યું.

એકાએક ફ્ણીધર સાપ મટીને તેજસ્વી રાજકુમારના રૂપમાં ફેરવાઈ ગયો અને પન્નાને ભેટ્યો.

પન્નાએ પરીઓની રાણીનું ધ્યાન ધર્યું. તેજ વખતે સરલારાણીને પેલી પરીએ દર્શન દઈને કહ્યું કેઃ 'તારી ગફલતથી સૌથી પહેલો ફ્ણીધર જન્મ્યો હતો અને દાયણે તેને જંગલમાં ફેંકી દીધો હતો. પન્નાએ તારી એ ભૂલ સુધારી ને ફ્ણીધરને માનવ દેહ અપાવ્યો છે.'

એ ઉપરથી સરલા રાણી ફ્ણીધરને જોવા દોડી.

ફ્ણીધરકુમાર માતાને ચરણે નમ્યો.

રાજાજીએ અને સૌએ એ વાત જાણી ત્યારે તેમની નવાઈનો પાર ન રહ્યો.

ભારે ધામધુમથી ફ્ણીધરકુમાર અને પન્નાનાં લગન થયાં અને એમણે ખાધુંપીધું ને મોજ કરી.

*

# મેના

*

એક હતો રાજા. એને બે કુંવર. બેઉ જબરા તોફાની.

રાજાનો કિલ્લો દરિયા કિનારે હતો ત્યાંથી બેઉ કુંવર રોજ દરિયામાં સહેલ કરવા જાય.

એક દિવસ બેઉ કુંવર દરિયામાં ઘણે દૂર નીકળી ગયા. એકાએક વાદળાં ચઢી આવ્યાં, ચારે બાજુ અંધકાર છવાઇ ગયો અને વિજળીઓના ચમકારા અને વાદળોના કડાકા થવા મંડયા.

બેઉ કુંવર ગભરાયા. કૈં દેશ કે દિશા સુઝે નહિ, કઇ બાજુ જવું તેનું ભાન નહિ એટલે બેઉને લાગ્યું કે હવે જરૂર આવી બન્યું.

આ તરફ રાજારાણીની ચિંતાનો પાર રહ્યો નહિ. બેઉ કુંવરનો બિલકુલ પત્તો ન હતો.

વરસાદની ઝડીઓ તુટી પડી અને પવન પણ પૂર જોસથી ફુંકાવા લાગ્યો. આવા વખતે જીવ બચશે કે કેમ તેની પણ બેઉ રાજકુમારોને ચિંતા થઇ.

એવામાં સામેથી એક નાવડી ફટફટ કરતી આવતી લાગી. એમાં એક ડોસી બેઠી હતી. આવા ઝંઝાવાતમાં ડોસીની નાવડી જોઇને રાજકુમારોને નવાઇ લાગી.

રાજકુમારોની પાસે પોતાની નાવડી લઇ જઈને ડોસી બોલીઃ 'તમે મને એક ચીજ આપવાનું વચન આપો તો તમારો જીવ બચાવું.'

'શું આપવાનું છે તે જાણ્યા સિવાય વચન કેમ અપાય ?' રાજકુમારોએ પૂછ્યું.

'આપવાનું કૈં અઘરૂં નથી. તમારો નાનો ભાઇ મને આપજો.'

'નાનો ભાઇ છે જ નહિ.'

'જ્યારે આવે ત્યારે આપજો.'

'પણ એવું વચન કેમ અપાય ?'

'જીવ બચાવવો હોય તો આપો.'

બેઉ રાજકુમારને એ માગણી વ્યાજબી ન લાગી. એવું કરવા કરતાં જીવ બચાવવા જાતે પ્રયત્ન કરવો વધારે સારૂં એમ એમને લાગ્યું.

ડોસી જરા દૂર ગઇ ત્યાં તો ઝંઝાવાતનું તોફાન વધી પડયું. રાજકુમારોની હોડી ડામાડોળ થઇ ગઇ અને તેમાં પાણી ભરાવા લાગ્યું. નક્કી હવે આપણે ડુબી મરીશું એવી બેઉ ભાઇઓની ખાતરી થઇ ગઇ.

'આપણે બેઉ મરી જઇએ તેના કરતાં ડોસીને હા પાડીએ તો કેમ ?' બેઉ જણે અંદર અંદર વિચાર કરવા માંડયા.

'એમાં કૈં હરકત જેવું નથી.' બીજાએ જવાબ આપ્યો.

'આપણે નાનો ભાઇ પણ નથી.'

'આવશે ત્યારે જોયું જશે. હમણાં તો જીવ બચાવી લઇએ.'

એમ વિચાર કરીને એમણે ડોશીને બોલાવી અને કહ્યું: 'તને અમારો નાનો ભાઇ આપીશું. અમારા જીવ તો હમણાં બચાવ.'

'મારી કયાં ના છે !' કહીને ડોશીએ પોતાની નાવડી પાછળ એમની હોડી દોરી લીધી અને જરાવારમાં બેઉ રાજકુમારને કિનારે લઇ આવી.

રાજારાણી એમને જોઇને રાજી રાજી થઇ ગયાં. એમને માટે એમણે બહુ બહુ ચિંતા કરી હતી.

બેઉ રાજકુમારે પોતાના વચનની વાત રાજારાણીને કરી નહિ.

જતે દહાડે રાણીને એક કુંવર આવ્યો. એનું નામ રણમલ.

રણુમલ વધતો જ ચાલ્યો. દહાડે ના વધે એટલો રાતે વધે અને રાતે ના વધે એટલો દિવસે વધે.

એને જોઇને બેઉ રાજકુમારની ચિંતા પણ વધી પડી. એમણે ડોશીને વચન આપ્યું હતું તે મુજબ એ રણુમલને લેવા આવશે તો શું કરવું?

અને જે વાતની ચિંતા કરતા હોઇએ તે બન્યા વિના રહેતી નથી. જેની બીક રાખતા હોઇએ તે પહેલું બને.

રણુમલ સોળ વરસનો થયો એટલે પેલી ડોશી આવી.

અને ડોશીની સાથે પેલો ઝંઝાવાત પણ ખરો. ગાજવીજ ને વરસાદ. વંટોળીયાનો પાર નહિ.

ડોશીએ રણુમલને બોલાવ્યો.

'તારા ભાઇઓએ મને વચન આપ્યું હતુ કે હું તેમના જીવ બચાવું તો તેઓ તને મને આપવાના હતા.'

'મારા ભાઇઓએ વચન આપ્યું હોય તો તમારી સાથે આવવાની મારી ના નથી.' એમ કહીને રણુમલે પોતાના બેઉ ભાઇઓને એ વાતની પૂછીને ખાત્રી કરી અને એમનું વચન પાળવાને ડોશીની સાથે જવા નીકળ્યો.

ડોશી કૈં જેવી તેવી ન હતી. એ તો જબરી ડાકણ હતી. એના પંજામાં જે કોઇ આવે તેના ત્રાસનો પાર રહેતો નહિ.

રણુમલને એ પોતાની ઝુંપડીમાં લઇ આવી. ઝુંપડાના એક ખુણામાં લાખો પીંછાંનો ઢગલો પડયો હતો. તે બતાવીને બોલી:

'સાંજ સુધીમાં આ બધાં પીછાં જૂદા પાડજે. એક બાજુ કાળાં, એક બાજુ ધોળાં. એક બાજુ લાલ એ રીતે, સાંજ સુધીમાં આખો ઢગલો પુરો કરી નાખજે.'

રણમલે તો કામ કરવા માંડયું.

જેમ જેમ કામ કરતો જાય તેમ તેમ પીંછાનો ઢગલો મોટો થતો જાય. એ તે કામ શી રીતે પુરૂ થાય!

છતાં રણમલ કંટાળ્યો નહિ.

એવામાં કોઇ પક્ષી બારણા આગળ આવીને પાંખ ફફડાવતું હોય એમ રણમલને લાગ્યું.

'બાર ઉઘાડો તો—'

અવાજ સાંભળીને રણમલે બારણું ઉઘાડયું. એક કાળું પક્ષી પાંખો ફફડાવતું રણમલના ખભા પર આવીને બેઠું.

'તમે થાકયા હશો. લાવો તમને મદદ કરૂં.'

'તમને તસ્દી અપાય! મેના!' રણમલ બોલ્યો. આવનાર પક્ષી સોહામણી મેના હતી.

માનવ જેવા મધુર અવાજથી બોલવામાં મેના જેવું ચાલાક એક પણ પંખી નથી. પોપટ તો એના આગળ પાંડ ખાય!*

*આપણે ત્યાંની માન્યતા ભૂલ ભરેલી છે. ખરી રીતે મેના અને પોપટ બેઉ જૂદાં જૂદાં પક્ષી છે. મેના કાળી હોય છે અને પોપટ લીલો હોય છે. મેના કાબરની જાતનું એના જેવું પણ બહુ સોહામણું પંખી હોય છે.

'એમાં તસ્દી શાની.!' કરીને મેનાએ મદદ આપવી શરૂ કરી. ઝટઝટ ઝટઝટ એણે પીંછાંના ઢગલા જુદા કર્યા. જરાવારમાં બધું કામ બરાબર કરી આપીને મેના ઉડી ગઈ.

એના ગયા પછી ડોશી આવી.

રણુમલનું કામ જોઈને એને સંતોષ થયો. કામ થયેલું જોવાની એણે આશા રાખી ન હતી.

બીજે દિવસે એણે બહાર જતી વખતે રણુમલને કહ્યું:

'આજે કાલના કરતાં સહેલું કામ તને સોંપું છું. પેલો લાકડાંનો ઢગલો છે તે હું આવું ત્યાં સુધી ફાડી રાખજે.'

ડોશીના ગયા પછી રણુમલે કામ શરૂ કર્યું.

એ જેમ જેમ લાકડાં ફાડતો જાય તેમ તેમ ઢગલો મોટો થતો જાય.

થોડી વારે મેના આવી.

'લાવો લાવો હું મદદ કરૂં, તમે થાકી ગયા હશો.' મેના બોલી.

'આમાં તમારો ગજ નહિ ખાય.' રણુમલે કહ્યું. 'આ કંઈ સહેલું કામ નથી.'

'તમે શા સારૂં ગભરાવ છો ?' કહીને મેનાએ પોતાની ચાંચ વડે લાકડાં ફાડવા માંડયાં.

જરાવારમાં આખા ઢગલાનાં લાકડાં ફાડી નાખ્યાં.

લાકડાં ફાડીને મેના રણુમલના હાથ પર બેઠી.

'તમે બહુ થાકી ગયા હશો' એમ કહીને રણુમલે એને છાતી સાથે દબાવી અને માથે હાથ ફેરવ્યો.

પણ એકાએક એના હાથમાંથી મેના જતી રહી અને મેનાને બદલે એક રૂપરૂપના અંબાર જેવી કુમારિકા એની સામે ઉભી રહી.

'મને પેલી ડોસી ચોરી લાવી છે.' મેનાવતી–આપણે એને રાજકુમારી મેનાવતી કહીશું એટલે મેનાવતીએ કહ્યું.

'મારાં માતાપિતા પણ મારા વિના હિજરાતાં હશે ! તમે મારે માથે હાથ ફેરવ્યો એટલે હું મારા મૂળ સ્વ-રૂપમાં આવી ગઇ.'

'એ પણ ઠીક !' રણુમલ્લ બોલ્યો.

'હવે આપણે એક કામ કરીએ.'

'શું ?'

'આપણે બેઉ મળીને ડોસીને બનાવીને નાસી જઇએ.'

'શી રીતે ?'

'તમે મારે પગે લાલદોરી બાંધો પછી ડોશી આવે અને તમારા કામથી એ રાજી થઇ છે એવી વાત કરે, તો તમારે માગી લેવું કે પેલી રાજકુમારીને મેના કરીને રાખી છે તે જો તું રાજી થઇ હોય તો આપ. એ ઘણી આનાકાની કરશે અને ના છુટકે જાતજાતનાં જનાવર લઇ આવશે. તમે તમારે લાલ દોરા તરફ નજર કરીને હા પાડજો.'

'ભલે' રણુમલ બોલ્યો. 'એકવાર એના પંજામાંથી છૂટ્યા પછી હરકત નથી પણ એ પહેલાં છૂટવાની ગોઠવણ પણ કરી લેવી જોઇએ.'

'તે તમે ડોશી પાસે મેં કહ્યું તેમ હા પડાવો અને એ મને તમારી સાથે પરણાવે પછી જોઇ લઇશું. એનો પણ રસ્તો શોધી કાઢીશું.'

રણુમલે મેનાવતીને પગે દોરો બાંધ્યો એટલે એ મેના થઇ ગઇ અને ઉડી ગઇ.

ડોશી ઘેર આવી અને રણુમલનું કામ જોઇને પ્રસન્ન થઇ.

'તને કામની તાલીમ ઘણી સારી મળી લાગે છે. આવા સારા કામની મેં આશા રાખી ન હતી.'

'તો પછી તમે મને એનો કૈંક તો બદલો આપશોને.'

'તને જે જોઇએ તે કહેને.'

'પેલી રાજકુમારીને તમે મેના કરીને રાખી છે તેની સાથે મને પરણાવો.'

'તને તો કૈં સ્વપ્નાં આવતાં લાગે છે! અહીં તો રાજકુમારી યે નથી અને મેના યે નથી. તને જોઇતી હોય તો પેલી ગધેડી આપું.'

એમ કહીને એ એક બાજુથી એક ગધેડીને કાન પકડીને લઇ આવી.

'એ પણ ચાલશે' રણમલે ગધેડીને પગે લાલ દોરો જોઈને કહ્યું.

'ગધેડી નહિ પણ પેલી ભુંડણ આપું.'

એમ કહીને એ એક માતેલી ભુંડણ લઈ આવી.

'એ આપો.' રણમલે લાલ દોરો જોઈને કહ્યું.

છેવટે ડોશીએ મેનાવતીનાં લગન રણમલ સાથે કરી આપવાનું કબુલ કર્યું અને વાજતે ગાજતે બેઉને પરણાવ્યાં. એની માયાનો પાર ન હતો.

ડોશીના પંજામાંથી શી રીતે છૂટવું તેનો રણમલ અને મેનાવતી વિચાર કરવા લાગ્યાં. રાતને વખતે નાસી જવું એમ નક્કી કર્યું.

જતાં જતાં એમણે ફુલનો એક ગુચ્છો અને પાણીનો પ્યાલો લઈ લીધાં.

બેઉ જણે પોતાને સુવાને ઠેકાણે લાકડાના કકડા મુકયા.

ડોશીએ રાત્રે બુમ મારી : 'જાગો છો ને !'

'હાસ્તો.' પેલા બેઉ કકડાએ જવાબ આપ્યો.

ડોશીએ ત્રણ વાર પૂછ્યું અને ત્રણે વખતે કકડાએ જવાબ આપ્યા.

એટલી વારમાં પેલાં બેઉ કયાંનાં કયાંય નીકળી ગયાં.

'પાછળ કૈં દેખાય છે ?' મેનાવતીએ પૂછ્યું.

'કાળું કાળું વાદળ આવતું લાગે છે.

'તો પેલો ફુલનો ગુચ્છો નાખી દો.'

ફુલનો ગુચ્છો નાખ્યો એટલે એક ભયંકર જંગલ એમની પાછળ ઉભું થઇ ગયું.

એમની પાછળ ડોશી આવતી હતી. સવાર થયું ત્યારે એને ખબર પડી કે બેઉ જણુ એને બનાવીને નાસી છૂટયાં હતાં એટલે એણે એમનો પીછો લીધો હતો.

પેલું જંગલ કાપવાને કુહાડી લેવા એને પાછા જવું પડયું. કુહાડી લાવીને એણે જંગલ કાપ્યું અને પેલાં બેઉ જણુને પકડી પાડવા દોડી.

'હવે કૈં દેખાય છે ?' મેનાવતીએ પૂછયું.

'દૂર દૂર વાદળ દેખાય છે ખરૂં.'

'હવે પ્યાલો નાખીદો'.

રણમલે પ્યાલો નાખી દીધો એટલે મોટો સમુદ્ર થઇ ગયો. એ ઓળંગવા ડોશી એની ફટ ફટ અવાજ કરતી નાવડી લેવા ગઈ.

નાવડી લઇને ડોશી આવે ત્યાં તો બેઉ જણુ રાજાજીના કીલ્લામાં ભરાઇ ગયાં.

થોડી વારે ડોશી આવી લાગી.

મેનાવતીએ ફુંક મારી ત્યાં તો એના મોઢામાંથી

હજારો મેનાઓ નીકળી પડી અને ડોશીની ચારે બાજુ ફરી વળી.

મેનાનાં ટોળે ટોળાંથી કાયર થઇને ડોશી નાસી ગઇ તે હજુ સુધી પાછી ફરકી નથી.

રણમલ ને મેનાવતીએ ખાધું, પીધું ને રાજ કીધું.

*

# હિરામણ

*

'માગ! માગ! માગે તે આપું.'

મહારાજા આનંદના આવેગમાં બોલી ઉઠ્યા.

રાજા રાયમલના દરબારમાં નાચ ગાન ચાલી રહ્યાં હતાં. રાજગાયિકાએ પોતાની કળાથી સર્વેને મુગ્ધ કર્યા હતા. સારો યે દરબાર નાગની ફણાની માફક ડોલતો હતો.

સંગીત અજબ જાદુભરી ચીજ છે!

એના લોભમાં હરણુ ને હાથી પ્રાણુ કાઢી આપે છે.

રાજાજી ગાયિકા* પર ખુશ થઇ ગયા અને માગે તે આપવા કહ્યું.

---

* રાજદરબારમાં ગાનારી

આ લે ખ ન ચિ ત્ર ૬



એના મોઢામાંથી હજારો મેનાઓ નીકળી પડી અને ડોશીની ચારે બાજુ ફરી વળી. [ જુઓ: પાન ૧૨૭ ]

'મહારાજ !' ગાયિકા બોલી. 'માગુ છું માત્ર એકજ ! રીઝયા હો તો આપનો હિરામણુ પોપટ આપો.'

હિરામણુ પોપટ રાજાજીનો માનીતો હતો. એ આપ્યો કેમ જાય !

'એના સિવાય કૈં બીજુ માગ.'

'આપવું હોય તો એજ આપો. બીજાની મને જરૂર નથી.'

'ભલે ! જેવી તારી મરજી.' રાજાજી બોલ્યા.

'રાજાજી !' હિરામણુ પોપટ બોલ્યો. 'મને એને ન સોંપો, એના દિલનો ડંખ હજી ગયો નથી.'

'તું તો ઘેલો છે ! એવું હોય નહિ.' રાજાજીએ હિરામણુને સમજાવ્યો.

'તમે ભલે કહો પણ મારૂં મન માનતું નથી.' હિરામણુ બોલ્યો.

'એવી શંકા રાખવાની જરૂર નથી' કહીને રાજાએ ગાયિકાને હિરામણુ પોપટ સોંપ્યો.

હિરામણુ વિચારમાં પડી ગયો. એની આંખો આગળ એકજ પ્રસંગ તરતો હતો.

આજ ગાયિકા રાજાજી પાસે ફરીઆદ કરવા આવી હતી. પોતે રાજાજી પાસે બેઠો બેઠો ફરીઆદ સાંભળતો હતો.

'રાજા સાહેબ ! મારી કંઠી છગનશેઠે ચોરી લીધી.

ગઇ કાલે મારે ત્યાં આવ્યા ત્યારે ચોરી ગયા.' ગાયિકાએ ફરીઆદ કરી હતી.

રાજાજીએ છગનશેઠને બોલાવીને કેદમાં નાખવાનો હુકમ કર્યો એ જોઇને પોતે વચ્ચે પડયો અને રાજાજીને જણાવ્યું કે 'તમે તો ભોળા છો! છગનશેઠ કંઇ ચોરે એવો માણુસ લાગતો નથી. બધું કારસ્તાન આ ગાયિકાનું જ છે.'

અને એની સલાહ પરથી રાજાજીએ પુરતી ચોકસી કરી તો હિરામણની વાત સાચી નીકળી અને એમણે ગાયિકાને સજા કરી.

એ વખતનો ગાયિકાનો કિન્નાખોર ચહેરો હિરામણની નજર આગળ તરતો હતો.

લાગ જોઇને ગાયિકાએ રાજાજીને પ્રસન્ન કરી એની માગણી કરી હતી.

રાજાજીએ સમજાવ્યા છતાં યે પોતાને ગાયિકાને આપ્યો એથી એ નિરાશ થયો હતો.

પોપટની જાતમાં હિરામણ બહુ ચકોર જાત હોય છે.

ગાયિકા એને ઘેર લાવીને બોલી:

'કેમ દોઢડાહ્યાભાઇ! તમારૂં ડહાપણ કયાં સુધી ચાલે છે તે હવે જણાશે! તે દહાડે રાજાજીને સલાહ આપી તે હું ભૂલી નથી ગઇ! આજે તમારાં સોયે વરસ પૂરાં થઇ જશે. હમણાં જ દાસીને બોલાવી તારાં પીછાં

તોડાવીને શેકાવી નખાવું છું. તને તો હવે ખાઇ જઇશ ત્યારે જ મને જંપ વળશે.'

એણે પોતાની દાસીને બોલાવીને હિરામણ આપ્યો અને એનાં પીછાં તોડીને સાફ કરીને ખીમો કરવાનું કહ્યું.

એ સાંભળી હિરામણ હેબતાઇ ગયો. એની ખાત્રી થઇ કે હવે આપણું આવી બન્યું!

જેવી પ્રભુજીની મરજી! નસીબમાં દુઃખ હોય તો તે પણ હસતે મોઢે સહન કરી લેવું એમાં જ મઝા છે. કટાણે મોઢે દુઃખ વેઠો તો યે વેઠાશે ને રાજીખુશીથી વેઠો તો યે વેઠાશે. એક રીતે દુઃખ બમણું લાગશે. બીજી રીતે દુઃખ ઓછું જણાશે.

દાસી હિરામણને રસોડામાં લઇ ગઇ. એનાં પીછાં એક પછી એક તોડવા માંડયાં.

હિરામણને પારાવાર દુઃખ થતું હતું પણ તે એણે મુંગે મોઢે સહન કર્યું.

પીછાં તોડયા પછી દાસી છરી લેવા ગઇ.

લોહીલુહાણ થયેલા હિરામણે નાસી જવાની ને જીવ બચાવવાની આ સુંદર તક જોઇ.

એ બનતી ઝડપે નાસીને રસોડાના એંઠા પાણીના નળમાં ભરાયો.

દાસી આવી અને એણે હિરામણને ન જોયો એટલે ગભરાઇ ગઇ.

હવે શું કરવું ?

એણે પોપટને બદલે કબુતર પકડીને એનો જ ખીમો તૈયાર કર્યો.

ગાયિકા જમવા બેઠી ત્યારે એ ખીમો ખાતી જાય અને બોલતી જાય કે 'હવે મને નિરાંત વળી. એ હરામખોરે જ તે દિવસે મને સજા કરાવી હતી ! સારૂં થયું કે આજે પણ રાજાજીએ એના કહ્યા પર ધ્યાન ન આપ્યું નહિતર આજે ય તે મારા હાથમાં ન આવત ! કેટલો હરામખોર ! મારી યુક્તિ એણે શોધી કાઢી !'

ગાયિકાને ખાત્રી થઇ કે હિરામણ મરી ગયો અને પોતાનું વેર લેવાયું.

આ તરફ હિરામણ એંઠામાં ભાત કે કઠોળના દાણા આવે તે પર પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. જતે દિવસે એના ઘા રૂઝાઇ ગયા અને ધીરે ધીરે નવી પાંખો ફુટી.

જરા ઠીક થયું એટલે એ લાગ જોઇને ઉડી ગયો.

ગાયિકાને એના કામનો બદલો આપવાનો એણે મન સાથે નિશ્ચય કર્યો.

ગાયિકા ધરમનું મોટું પૂછડું હતી. ભગવાન શંકરના મંદિરમાં એ રોજ ડોળ દમામથી દર્શન કરવા જતી અને પોતે મોટી ધર્માત્મા હોય એવા દેખાવનો ડોળ કરતી.

સો ઉંદર મારીને બિલ્લીબાઇ કાશીએ જવા નીકળ્યાં ! એવું એને જોઇને અનેક જણ બબડતાં.

લાગ જોઇને હિરામણુ-શંકરના મંદિરમાં છૂપાઇ ગયો અને જ્યારે ગાયિકા દર્શન કરવા આવી ત્યારે એ બોલ્યો: ‘તારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું ! આવતી અગીઆરસે બપોરે બાર વાગે તું આવજે અને હું કહું તેમ કરજે એટલે તારૂં કલ્યાણ થઇ જશે.’

એ સાંભળીને ગાયિકા આભી બની ગઇ. શું ભગવાન શંકર એના પર પ્રસન્ન થઇ ગયા ? જરૂર. એની ભક્તિ કૈં જેવી તેવી હતી ! એના પર પ્રસન્ન ન થાય તો કોના પર થાય ?

એ ઘેર ગઈ. એના આનંદનો પાર ન હતો. સાક્ષાત શંકર ભગવાને એને કહ્યું કે એનું કલ્યાણ થઈ જશે. હવે શું બાકી રહ્યું ?

એ તો બિચારી દહાડા ગણવા લાગી.

એક એક દિવસ એને એક એક યુગ જેવડો થઇ પડયો.

વખત પણ જબરો ગરજપારખુ છે !

આપણને એની ગરજ હોય ત્યારે એ લાંબો થઇ જાય છે ને ગરજ મટી કે તરતજ ટુંકો થઇ જાય છે. કોણ જાણે વખતે એને ગરજની ગરમી લાગતી હોય તો ?

ગરમીને લઇને સૌ વસ્તુ વધી જાય છે તેમ એ પણ વધી જતો હશે !

એમ કરતાં કરતાં અગીઆરસ આવી.

ભૂખી રહીને ગાયિકા બપોરે બાર વાગે ભગવાન શંકરના મંદિરમાં ગઈ. આગળથી આવીને હિરામણ પણ બીલીપત્રના ઢગલામાં સંતાઇ ગયો હતો.

'હે ભગવાન !' ગાયિકા બોલી 'આપની આજ્ઞા મુજબ હું આજે આવી ગઇ છું. આપ જેમ ફરમાવશો તેમ કરવા હું તૈયાર છું.'

'ભલે બેટા ! તારી માલ મિલકત બધી ધરમદાનમાં વાપરી નાખ અને માથે મુંડન કરાવી સફેદ વસ્ત્ર પહેરી પુનમને દિવસે બપોરે બાર વાગે અહીં આવજે. તારા માટે હું વિમાન મોકલાવીશ તેમાં બેસીને કૈલાસમાં આવજે.'

'જેવી ભગવાનની આજ્ઞા.' ભગવાન શંકરને પગે પડીને ગાયિકા બોલી.

એનું હૈયું ગજ ગજ ઉછળતું હતું ! એનાં પણ ધનભાગ્ય હતાં કે ભગવાન શંકર એને માટે વિમાન મોકલતા હતા અને એ સદેહે કૈલાસમાં જતી હતી. કોણ કહે છે કે કલિકાળમાં ભક્તિનો મહિમા નથી !

એતો ઘેર ગઇ અને માલ મિલકત, પૈસા ટકા અને વસ્ત્ર અલંકાર વિગેરે ધરમદાન કરવા લાગી.

સારા યે નગરમાં વાને વેગે વાત ફેલાઇ ગઇ કે ભગવાન શંકરે ગાયિકાને દર્શન દીધાં અને એને માટે વિમાન મોકલવાનું અને કૈલાસમાં તેડી લેવાનું કહ્યું.

સૌના અચરજનો પાર રહ્યો નહિ ! ભલભલાને નહિ

ને ગાયિકાને આટલું બધું ! ખરેખર ! ભોળાશંભુ તો ભોળા જ રહ્યા, નહિતર આવું કરે ખરા !

રાજાજીને પણ એ વાતની ખબર પડી. એમને પણ નવાઈ લાગી. વિમાન આવે ત્યારે હાજર રહેવાનો એમણે નિશ્ચય કર્યો.

જોત જોતામાં પુનમ આવી. ભગવાન શંકરના મંદિર આગળ માણસોની ભારે મેદની જામી હતી. તલ મુકવા જેટલી પણ જગ્યા ન હતી.

માથે મુંડન કરાવી સફેદ વસ્ત્ર પહેરી રહ્યા સહ્યા પૈસા ટકા ગરીબ ગુરબાંને વહેંચતી વહેંચતી ગાયિકા આવી લાગી.

મધ્યાન્હ થવાને બેઘડી બાકી રહી ત્યારથી બધાની નજર આકાશ તરફ ખેંચાઈ રહી.

એક ઘડી રહી, મધ્યાન્હ થયા.

બધા એકી ટસે જોઈ રહ્યા.

હમણાં આવશે—એ આવતું હશે—

મધ્યાન્હ થઈ ગયા. એક ઘડી ઉપર થઈ પણ વિમાન આવ્યું નહિ.

ગાયિકાનાં ગાત્ર ઠંડાં થઈ ગયાં !

હજારો લોકો હજારો મોઢે વાત કરવા લાગ્યા : 'એ તો બધા ઢોંગ ! કોઈને વિમાન આવ્યું છે કે એને માટે વિમાન આવે !'

રાજાજી પણ નવાઇ પામ્યા. પોતાની ખાત્રી ન હોય તો ગાયિકા આ રીતે શા સારૂં આવે ?

આ બધો તાલ મંદિરના શિખર પર બેઠો બેઠો ચતુર હિરામણ જોતો હતો.

ધીરે રહીને એ રાજાજી પાસે આવ્યો અને બોલ્યોઃ

'મહારાજા સાહેબ ! જોયો આ મૂર્ખીનો તાલ ! તમને ના ના કહ્યા છતાં તમે મને એને સોંપ્યો અને મારો ખીમો કરાવવા એણે મારી પાંખો તોડી હતી. હવે એની પાંખો તૂટી ગઇ છે ત્યારે કેવી વલવલે છે! અને તમને પણ શું કહું? મૂરખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન ભલો! ' એમ કહીને હિરામણ ઉડવા લાગ્યો.

'થોભ હિરામણ! થોભ !' રાજાજી બોલ્યા.

'હવે છેલ્લા રામ રામ ! રાજાજી ! તમારી મૂર્ખાઇને લીધે ફરીથી મરવાનું જોખમ મારે નથી ખેડવું.' એમ કહીને એ ઉડયો.

રાજાજીએ હાથ ઘસ્યા.

ગાયિકાનાં ગાત્ર ગળી ગયાં.

લોકોએ એને ફીટકાર આપ્યો.

હિરામણનું વેર વળ્યું.

*

# ન્યાય

*

જગડુ અને ટેકચંદ બેઉ જીવજાન મિત્રો હતા પણ એમનામાં આભ જમીનનું અંતર હતું.

જગડુ મખ્ખી ચુસનો મારવાડી અને ટેકચંદ ઉદાર દિલનો; જગડુ પૈસાદાર ને ટેકચંદ ગરીબ.

જગડુ મનનો મેલો હતો.

એક વખત ટેકચંદને ચાંપાનેર જઇને નસીબ અજમાવવાનો વિચાર થયો. ચાંપાનેરમાં વેપાર કરવાની ઠીક સગવડ હતી.

પોતાની પાસે પુરતા પૈસા ન હતા એટલે ટેકચંદ જગડુ પાસે ગયો અને પોતાની ઇચ્છા જણાવી.

જગડુએ એને પૈસા આપવાની હા પાડી.

ટેકચંદે એને નફામાં અરધો ભાગ આપવાનું કહ્યું.

જગડુએ નફો લેવાની ના પાડી. સાનમાં નજીવી ચીજ લખી આપે તો વ્યાજ લેવાની એની ઇચ્છા ન હતી.

ગરજ જેવી કોઇ હીણી ચીજ નથી. ગરજના માર્યા ઇચ્છા હોય કે ન હોય તોયે કબુલાત કરવી પડે છે.

ટેકચંદે લખી આપ્યું કે : 'લીધેલા પૈસા અમુક મુદતે આપવા સહી. એ મુદતે પૈસા ન ભરાય તો જગડુ મારી જમણી આંખ લઇ લે. એ લખ્યું તે સહી દા. ટેકચંદ.'

જગડુએ બે સાક્ષીની સહીઓ લીધી અને ટેકચંદને પૈસા આપ્યા.

તે લઇને ટેકચંદ ચાંપાનેર તરફ ગયો. ચાંપાનેર તે વખત ઉગતા વેપારીઓ માટે સુંદર સ્થાન હતું. થોડા વખતમાં તે ખૂબ પૈસા કમાયો. તેણે જગડુને આપવા પોતાની સ્રીને રૂપીયા મોકલી દીધા હતા, પણ પોતે સંકડામણમાં હોવાથી તેણે જગડુને તે પૈસા ન ભરતાં ઘર કામમાં વાપર્યા. ટેકચંદે તો જાણ્યું કે જગડુનું દેવું પત્યું. ધીરે ધીરે તેણે પોતાનો વેપાર સંકેલી લીધો અને ઘર તરફ જવા નીકળ્યો. તેની પાસે અઢળક પૈસો એકઠો થયો હતો. મહી નદી ઉતરી આગળ ચાલે છે તેવામાં જ તેને કોતરવાળા માર્ગમાં ચોરો મળ્યા અને તેમણે તેને લુંટી લીધો. તે જેટલી ગરીબ સ્થિતિમાં ઘેરથી નીકળ્યો હતો તેટલી જ ગરીબ સ્થિતિમાં પાછો ફર્યો.

જગડુ પહેલે દિવસે તેની ખબર પૂછવા આવ્યો. ટેકચંદે તેને બધી વાત કહી. બીજે દિવસે જગડુ પૈસા અથવા સાનની વસ્તુ માગવા આવ્યો. ટેકચંદે પૈસા ન ભરાયાની વાત જાણી હતી, છતાં તે ઘણી જ આનાકાની કરવા લાગ્યો. બેઉને તકરાર થઇ, સરપંચ પાસે ફરીયાદ ગઇ અને જગડુના લાભમાં ચુકાદો થયો. ટેકચંદ એકનો બે ન થયો. તેણે હઠ પકડી. તે પેથાપુરનો કાજી જે ન્યાય આપે તે મુજબ વર્તવા તૈયાર હતો. જગડુએ પણ એ વાત માન્ય રાખી. બેઉ જણ ત્યાંથી પેથાપુર જવા નીકળ્યા.

રસ્તે જતાં એક ભરવાડ વાછરડાનું ટોળું લઇને જતો હશે. તેમાંથી એક વાછરડું નાસી છુટેલું તે ટેકચંદ અને જગડુની સામે દોડયું આવતું હતું. પાછળ ભરવાડ પણ ધસમસ્યો આવતો હતો. ભરવાડે વાછરડુ પાછું વાળવા વિનંતિ કરી. તે ઉપરથી જગડુએ પોતાના બે હાથ ઉંચા કરી ઘાંટો પાડયો અને ટેકચંદે ઢેકું લઇને ફેંકયું. ભોગજોગે ટેકચંદના ઢેફામાં ધારદાર ઠીંકરી આવી જવાથી વાછરડાની આંખ ફુટી ગઇ. ભરવાડ આવીને ટેકચંદ પાસે વાછરડાની કિંમત માગવા લાગ્યો. જગડુએ તેને સમજાવ્યો કે, તેનું લેણું પત્યા પછી જ તે પોતાની નુકશાનીની રકમ અદા કરી શકે એમ છે. આ ઉપરથી ભરવાડ પણ એ બેઉની સાથે પેથાપુરને રસ્તે ચાલ્યો.

આગળ ચાલતાં એક ગામ આવ્યું. એક ઓળખીતાને ત્યાં બધાએ મુકામ કર્યો. રાત્રે તેમને અગાસીમાં સુવાનું

ઠરાવ્યું. થોડી રાત ગઈ એટલામાં 'ચોર ચોર' એવી બૂમ પડી એટલે ટેકચંદ સફાળો ઉઠયો અને અગાશીએથી ભોંયે કૂદી પડયો. કમનસીબે તે એક ઘરડા માણસ ઉપર પડયો અને તેના એકદમ પડવાથી તે બીચારો ચગદાઈને મરી ગયો. બુઢ્ઢાના બે દીકરાઓએ તેને મારવા લીધો. પણ જગડુ અને ભરવાડ તેને બધી હકીકત કહી ન્યાય માટે પોતાની સાથે કાજી પાસે આવવાનું કહ્યું. તેમણે તે કબુલ કર્યું.

આગળ ચાલતાં ચાલતાં એક ગાડીવાનનો બળદ ગળીયો થઈ બેસી ગયો હતો. પેલા ખેડુતે બધાને જોઈ પોતાને મદદ કરવા વિનંતિ કરી. કોઈએ ગાડાનું ધુસરૂં ઉંચું કર્યું, કોઈએ પરોણા માર્યા, કોઈએ અઢો ઉંચો કર્યો. ટેકચંદે બળદનું પૂછડું ઝાલીને ઉભો કરવા માંડયો. બળદ ઉભો થયો પણ પૂંછડે લોહી નીકળ્યું અને પૂંછડું જણાયું નહિ. આથી ખેડુતે બૂમ પાડી કે બળદનું પૂછડું કચંદે ખેંચી કાઢી ફેંકી દીધું અને બળદને નકામો કરી મૂકયો. તે તો પુરેપુરી કિંમત માગવા લાગ્યો. કારણ કે પૂછડા વગરનો બળદ તેને શા કામમાં લાગે? પેલા બધાઓએ તેને ટેકચંદની સ્થિતિ સમજાવી અને પોતાની સાથે પેથાપુર લીધો.

થોડા વખતમાં તેઓ બધા પેથાપુર આવી પહોંચ્યા, અને કાજી પાસે રજુ થઈ અદલ ઇન્સાફ માગવા લાગ્યા. કાજીએ તેમને એક પછી એક પોતાની ફરિયાદો રજુ કરવાને કહ્યું, એટલે જગડુએ પોતાના લખતની વાત કરી

કાજીએ કહ્યું: 'ભલે ત્યારે તારી છરી વડે લખત મુજબ તું ટેકચંદની આંખ કાઢી લે, પણ તેમ કરતાં લોહીનું એક પણ ટીપું પડવું ન જોઈએ; કારણ કે લખતમાં એ શરત નથી. તું ખુશીથી એની આંખ એકલી જ કાઢી લે.'

આ સાંભળી જગડુ ગભરાયો અને પોતાની ફરીયાદ પાછી ખેંચી લેવાનું કહ્યું. કાજીએ જણાવ્યું કે 'ગરીબ બીચારા ટેકચંદને આટલો બધો ત્રાસ આપ્યા પછી દાવો પાછો ખેંચી લેવામાં આવે તો તેને થયેલા ત્રાસનો બદલો દંડથી વાળી આપવો જોઈએ, માટે તારે બસો રૂપીયા નુકસાની બદલ ટેકચંદને આપવા.' જગડુએ તરત જ દંડની રકમ ગણી આપી.

હવે ભરવાડનો આવ્યો વારો. વાછરડાની કિંમત પૂછતાં તેણે દશ રૂપીયા કહ્યા. એક આંખ ગઈ તેની નુકસાનીના એણે દશ રૂપીયા અપાવવાને કાજી પાસે દાવો કર્યો હોવાથી કાજીએ વાછરડાના બરાબર બે ભાગ કરવા કહ્યું, અને કાણી આંખવાળો ભાગ ટેકચંદને આપવો ને અર્ધા ભાગની અર્ધી કિંમત ટેકચંદે ભરવાડને આપવી એવો હુકમ કર્યો. ભરવાડ આ સાંભળી ગભરાયો. આમ થાય તેના કરતાં કાણા વાછરડાના નાખી દેતાં યે આઠ નવ રૂપીયા તે ઉપજાવી શકે તેમ હતું, એટલે તેણે પોતાની ફરિયાદ પાછી ખેંચવાની રજા માગી. કાજીએ તેને નુકસાની અને ખોટી તકલીફ આપ્યા બદલ ટેકચંદને વીશ રૂપીયા આપવાની શરતે તેમ કરવાની રજા આપી.

પેલા બે છોકરાઓની વાત સાંભળી કાજીએ કહ્યું કે 'તમે સામસામી અગાસી ઉપર ચઢો, અને ટેકચંદ નીચે

સુઇ જાય. પછી તમે બેઉ ભાઇ એકી વખતે એના ઉપર પડો, અને એને મારી નાંખો. કારણ કે તમે તમારા બાપનું વેર વાળવા અને ટેકચંદનો જીવ લેવા માગો છો.' આથી હરખભેર બેઉ જણ અગાસી ઉપર ચઢ્યા તો ખરા, પણ જ્યાં પડવાની વાત આવી ત્યાં ભડકયા. રખેને આપણે જ નીચે પડી છૂંદાઇ મરી જઇએ! એટલે તેમણે પણ ટેકચંદ સામે વેર લેવાની ઈચ્છા નથી એમ કહ્યું. કાજીએ નુકસાની બદ્દલ ટેકચંદને દોઢસો રૂપીયા આપવા હૂકમ કર્યો, કારણ કે તેણે માર પણ ખાધો હતો અને હૃદયની મહા વ્યથા સહન કરી હતી.

છેલ્લો આવ્યો પેલો ખેડુત. તેની વાત સાંભળી કાજીએ હૂકમ કર્યો કે પોતાના રથના ખાસ બળદોમાંથી એકનું પૂંછડું પકડી ખેંચી કાઢવું, અને એ રીતે તેણે પોતાનું વેર વાળવું. તેણે રથના બળદનું પૂંછડું ઘણા જ જોરથી ખેંચ્યું, એટલામાં ધડાધડ ચાર પાંચ લાત બળદે ચોઢી કાઢી. ગાડીવાન લાતો ખાઇને મૂર્છા ખાઇ પડી ગયો. જાગ્યો ત્યારે તેણે કહ્યું કે મારા બળદનું પૂંછડું જ ટુંકું હતું, અને તેના મૂળ આગળ જ રસોળી હોવાથી તે ખેંચાણને લઇને લોહી નીકળ્યું હતું. કાજીએ તેને ખોટો દાવો રજુ કરવા માટે સો રૂપીયા દંડ કર્યો અને તે દંડની રકમ ટેકચંદને અપાવી.

સુખ અને દુઃખ ગાડીના ચક્ર પેઠે ઘડીમાં નીચે આવે છે અને ઘડીમાં ઉપર આવે છે, એ કહેવું ટેકચંદની બાબતમાં અક્ષરે અક્ષર સાચું પડયું, અને તે સુખી થયો એ કહેવાની જરૂર છે?

# પરીક્ષા

*

રામપુરના દરબાર ભારે ચકોર હતા. ન્યાયના કામમાં એ નિપૂણ હતા.

જેવો ગુન્હો અને જેવો ગુન્હેગાર તેવી તેની સજા એ એમનું સુત્ર હતું.

એમના ન્યાયથી ઘણી વખત સાંભળનારને નવાઇ લાગતી પણ જ્યારે ન્યાયનો અર્થ સર્યો છે એમ ખાત્રી થતી ત્યારે તેની અજાયબીનો પાર ન રહેતો.

એક વખત એમની પાસે ચોરીના ગુન્હા માટે ચાર જણને ઉભા કરવામાં આવ્યા.

દરબારે ચારે જણના સામું જોયું અને એમની પરીક્ષા કરી લીધી.

ચારે જણનો ગુન્હો સાબીત થયો.

દરબારે પહેલા ગુન્હેગારને પાસે બોલાવ્યો અને કહ્યું: 'ભલા માણસ! આવું તે તને શોભે છે ખરૂં? ફરીથી આમ કરતો નહિ.' એમ કહીને એને છોડી દીધો.

બીજાને બોલાવીને ધમકાવીને કહ્યું: 'મૂરખના સરદાર! તારા જેવા ખાનદાનના દિકરાને આવું કાળું કામ કરતાં શરમ ન આવી? ડુબી મર! ચાલ જા.'

ત્રીજાને પાસે બોલાવી બે તમાચા લગાવી દીધા અને બોલ્યા: 'તારા કરતાં તો તારી માને પેટ પથરો પડયો હોત તો વધારે સારૂં.'

ચોથાને માથું મુંડાવી અવળે ગધેડે બેસાડી નગરમાં ફેરવવો એવો એમણે હુકમ ફરમાવ્યો.

એક જ ગુન્હા માટે આવી જૂદી જૂદી સજા જોઈને કેટલાક દરબારીઓને નવાઈ લાગી.

દરબાર એ સમજ્યા.

એમણે પોતાના કારભારીને ચારે જણની શી દશા થઈ એ જોવા માટે મોકલ્યો.

એકાદ કલાક પછી કારભારી પાછો ફર્યો અને દરબારને કહ્યું:

'મહારાજ! જેને આપે મીઠો ઠપકો આપ્યો તે ઘેર જતાં વેંત જ જીભ કરડીને મરણ પામ્યો.

'જેને ધમકાવ્યો તેણે દેશવટો લીધો. એનાં માબાપ

બોલાવા ગયાં છતાં એ પાછો ન ફર્યો ને બોલ્યા કે ક્યે મોઢે હું નગરમાં આવું !

'જેને ફટકાર્યો તે ઘરમાંથી બહાર જ નીકળતો નથી.

'અને પેલો ગધેડે બેસનાર મઝા કરે છે ! એમની સ્વારી જ્યાં જ્યાં જાય છે ત્યાં છોકરાંઓ ટોખલ કરે છે અને એ એમને કહે છે કેઃ 'કેમ દિકરાઓ ! આજે તમને ખુબ ગમ્મત પડી !'

'એનું ઘર આવ્યું એટલે પોતાની સ્રીને કહ્યું કે 'ગરમ પાણી મુક, હવે એક બે શેરીઓ ફરવાની છે તે ફરીને આવું છું.'

એ હકીકત સાંભળીને દરબારીઓનાં અજાયબીની અવધિ આવી.

દરબારે ચારેયની બરાબર પરીક્ષા કરી હતી એવી સૌની ખાત્રી થઇ.

*

# વરદાન

*

"કેવો મઝાનો દડો છે! લાવને લઈ લઉં" ભગે વિચાર કર્યો.

ભગો જેવો દડો લેવા જાય તેવો જ દડો ગબડવા લાગ્યો. આ પકડયો, હમણાં પકડી પાડું છું એમ કરતો ભગો દડા પાછળ દોડવા લાગ્યો. આગળ દડો ને પાછળ ભગો બેઉ જણ જાય રે ચાલ્યાં.

ગાઢું એવું જંગલ હતું. એ જંગલમાં એક ડોશી રહે. એ ડોશી પાસે જાદૂઈ દડો હતો. ડોશીની મરજી ફાવે તેટલો દૂર એ જઈને પડતો અને એને જોનાર બાળક લોભાય એટલે એ દોડવા માંડતો. પાછળ પડના-

રની લગોલગ દોડતો, એને પટાવતો પણ હાથમાં આવતો નહિ.

પોતાની પાછળ આજ સુધીમાં અનેક બાળકોને દડો ખેંચી લાવ્યો હતો. બધાંય એવી રીતે ભોળવાયાં હતાં અને ખેંચાઇ આવ્યાં હતાં.

એમનાં માબાપ બિચારાં બહુએ શોધ કરતાં પણ કૈં પત્તો લાગતો નહિ, એટલે જેમ તેમ કરીને મન વાળીને રહેતાં.

ભગો પણ એજ રીતે દડાની પાછળ પાછળ દોડીને ડોશીને ઝુંપડે આવ્યો.

'ભલે આવ્યો દિકરા !' ડોશીએ એને આવકાર આપ્યો. 'બેસ અને થાક ખા ! ઘણે દૂરથી આવ્યો બેટા !'

ભગો ડોશીની માયાથી ભોળવાઇને બેઠો. ડોશીએ એને ખાવાનું આપ્યું અને પાણી પાયું તથા પુષ્કળ રમકડાં રમવા આપ્યાં.

ભગાને ત્યાં ઘણું ગમી ગયું.

એકાદ બે વરસ વહી ગયાં પછી ડોશી એને શંકરને મંદિર લઇ ગઇ અને ભગવાન શંકરની પાસે તપ કરાવવા માંડ્યું.

રાતને દિવસ એક જ આસને ખાધા પીધા સિવાય બેસી રહીને ભગવાન શંકરને રીઝવીને એમની પાસે વરદાન માગવાની ડોશીએ એને સૂચના કરી.

જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ભગો સુકાતો ચાલ્યો.

પંદર દિવસે એ હાડકાંના માળા જેવો થઇ ગયો.

ભોળા શંભુ હજી પ્રસન્ન થયા ન હતા.

વીસ દિવસ થયા પણ પરિણામ કૈંજ નહિ.

છેવટે એના તપથી પચીસ દિવસે ભોળા શંભુ પ્રસન્ન થયા અને એને મનકામના સીદ્ધિ તથા લઘુ લાઘવી વિદ્યા આપ્યાં.

પોતાના મનની ઇચ્છા મુજબ કામ થઇ શકે એ મન કામના સીદ્ધિ અને મરજી માફક નાનું મોટું રૂપ અને દેહ કરી શકાય તે લઘુ લાઘવી વિદ્યાનો પ્રતાપ. એ બેઉ દૈવી શક્તિઓ ભગવાન શંકરે ભગાને આપી.

ભગાના તપ અને તેના ફળથી ડોશી પ્રસન્ન થઇ. એના મનોરથ ઘણે વરસે ફળ્યા હતા.

એની ઇચ્છા કાળરાક્ષસનું સોનું તથા પવન પાવડી પડાવી લેવાની હતી.

ભગાને એણે વાત કરી અને કાળરાક્ષસનું રહેવાનું ઠેકાણું બતાવ્યું.

'એના મહેલ પાસે જતા પહેલાં વેગવતી નદી આવે છે. એનો વેગ હદપારનો છે. તે ઓળંગ્યા પછી એને મહેલે જવાશે. ત્યાં ગયા પછી સોનાની થેલી અને પવન પાવડી લઇ લેજે. એક થેલી આવશે એટલે એનો આખો

ખજાનો ખાલી કરાશે. કામ જોખમનું છે પણ સાચવીને કરજે.'

ભગાએ હા પાડી અને કાળરાક્ષસના મહેલ તરફ જવા ઉપડયો.

જતાં જતાં અનેક દિવસ વહી ગયા. છેવટે એ વેગવતીને કિનારે પહોંચ્યો. વેગવતીનું પાણી એટલા જોરથી વહેતું હતું કે તેમાં લાકડું નાખીએ તે જોસબંધ તણાઈ જાય અને આપણી નજર પણ પહોંચે નહિ !

એને જોઈને ભગો તો ઠંડોજ થઇ ગયો !

થોડીવારે એને ભગવાન શંકરનું વરદાન યાદ આવ્યું. પોતે આટલા દિવસ ચાલીને આવવામાં કેટલી ભૂલ કરી હતી તે હવે એને સમજાયું.

વેગવતીને કિનારે ઉભા રહીને એણે ઇચ્છા કરી કે પાણી માર્ગ આપે અને પોતે સામે કિનારે જઇ શકે.

તરતજ પાણીએ માર્ગ આપ્યો અને એ સામે કિનારે પહોંચ્યો.

એ વખતે કાળરાક્ષસ ખાવા બેઠો હતો.

ભગે ઈચ્છા કરી કે કાળરાક્ષસની ભૂખ બેસુમાર વધી જાય.

કાળરાક્ષસના પેટમાં કુરકુરિયાં બોલવા લાગ્યાં. ભૂખના માર્યા રહેવાયું નહિ એટલે પાસેનો ખોરાક સફાચટ કરી એ તો રસોડામાં દોડયો.

એ ગયો તેવો જ ભગો મહેલમાં પેઠો અને પવન-પાવડી ને સોનાની થેલી લઈને સંતાઇ ગયો.

પોતાનું રૂપ એણે એકદમ નાનું કરી દીધું.

એ એટલો બધો નાનો થઇ ગયો કે આપણી હથેળીમાં નાચ કરે !

થોડીવારે એની દાસી બહાર આવી ત્યારે એની નજરે સોનાની થેલીઓ ખાલી ખમ થઇ ગયેલી જણાઇ અને પવનપાવડી પણ ઉપડી ગયેલી દેખાઇ એટલે એણે દોડી જઈ ને કાળરાક્ષસને ખબર આપી.

કાળરાક્ષસ ગભરાઈને આવ્યો અને જુએ તો ખજાનો ખાલી અને પવનપાવડી ગેપ !

'એ તે કોણ લઇ જાય ! જોતો ખરી બહાર કૈં પગલાં પડયાં છે ?'

દાસી બહાર જોઇ આવીને બોલી.

'બહાર પગલાં નથી દેખાતાં માટે ચોર ઘરમાં જ હશે.'

'ચાલો જોઇએ.'

ભગે ઇચ્છા કરી કે કાળરાક્ષસની ભૂખ સમી જાય !

કાળરાક્ષસને ઓડકાર આવ્યો.

બેઉ જણાંએ મળીને બારીક તપાસ કરી. ભગાને શોધી કાઢયો.

રાક્ષસે ભગાને પોતાની હથેલીમાં લઇને પૂછયું: 'મારી પવનપાવડી તેં ચોરી ?'

ભગો કહેઃ 'હા.'

'કયાં છે ?'

'આ રહી.' એમ કહીને એણે પવનપાવડી બતાવી.

કાળરાક્ષસ એની પાસેથી એ લેવા જાય ત્યાં એણે ઇચ્છા કરી કે પોતે કાળરાક્ષસના હાથમાંથી ઉડી જાય અને જતાં જતાં કાળરાક્ષસને મારવાની તાકાત આવે.

એકાએક ભગાનું શરીર ભારે થઇ ગયું એને પાંખો ફુટી અને એના હાથમાં બરછી આવી.

શું થયું એ કાળરાક્ષસને સમજાય તે પહેલાં એને બરછી મારી ભગો ઉડયો

તમર ખાઇને કાળરાક્ષસ પડયો.

ભગો બેઉ ચીજો લઇને ડોશી પાસે પહોંચ્યો.

ડોશીને એણે માગેલી ચીજો આપીને પોતાનાં માબાપ પાસે જવા ઉપડયો.

એને જોઇને એનાં માબાપ ઘેલાં ઘેલાં થઇ ગયાં.

ભગવાન શંકરના વરદાનના પ્રતાપે એણે જોતજોતામાં અખૂટ સંપત્તિ મેળવી અને પોતાના માબાપને સુખી કર્યાં.

*

# પંડિત

*

'પિતાજી ! દૂધથી છલોછલ ભરેલો લોટો રાજાજીએ મોકલાવ્યો છે.'

'હરકત નહિ દિકરા ! રાજાજી આપણી પરીક્ષા લેવા માગે છે. એ પણ મહા બુદ્ધિમાન લાગે છે ! શેરેકને આશરે ખાંડ લાવતો.'

બાપના કહ્યા મુજબ યુવાન ખાંડ લઇ આવ્યો.

એ પંડિત કુટુંબ હતું. મા, બાપ, દિકરો અને દિકરાની વહુ ચારેય પંડિત.

વખાનાં માર્યાં એ દેશાવર નીકળ્યાં હતાં. સારૂ આશ્રયસ્થાન મળે તો ત્યાં રહેવાનો એમનો મનસુબો હતો.

રાજા ભોજનું નામ ચારે દિશામાં વિખ્યાત હતું. પંડિત કુટુંબ એ કીર્તિથી તણાઇને ત્યાં આવ્યું હતું.

નગર બહાર ઉતારો કરીને એમણે રાજાજીને આગમનના સમાચાર જણાવ્યા હતા.

રાજા ભોજે એમની પરીક્ષા લેવાનો નિશ્ચય કર્યો હતો અને છલોછલ દુધથી ભરેલો લોટો મોકલાવ્યો હતો.

રાજાજીને જાણવું હતું કે પંડિત કુટુંબ ભણેલું હતું કે ગણેલું પણ હતું.

ખાંડ આવી એટલે ધીરે ધીરે નાખીને વૃદ્ધ પંડિતે અધીચે ખાંડ દુધમાં સમાવી દીધી.

'હવે એ લોટો પાછો મોકલી આપ.' એમણે પુત્રને કહ્યું.

એણે લોટો લાવનાર સાથે જ પાછો મોકલી આપ્યો.

રાજા ભોજને લોટો પાછો મળ્યો અને વૃદ્ધે એમાં ખાંડ ભેળવી છે એ હકીકત મળી તેથી સંતોષ થયો.

એણે કહેવરાવ્યું હતું કે 'જે રીતે આ લોટો દુધથી છલોછલ ભરેલો છે તે રીતે મારૂં નગર માનવ મેદિનીથી છલકાઇ જાય છે અને તમારે રહેવા માટે પણ જગ્યા નથી માટે હે પંડિત કુટુંબીઓ ! તમે અહીં શી રીતે રહેશો ?'

પંડિતે એમાં ખાંડ ભેળવી જવાબ મોકલ્યો હતો કે 'હે રાજા ભોજ ! જે રીતે તારા છલાછલ ભરાયલા દુધના લોટામાં શેર ખાંડ સમાઈ ગઇ તે રીતે અમારા ગુણે કરીને તારી નગરીમાં અમે જગ્યા મેળવી લઇશુ અને એમાં ભળી જઇશુ એની ખાત્રી રાખજે.'

એ છતાં રાજા ભોજનું મન માન્યુ નહિ. એણે વધારે પરીક્ષા લેવાનો ઠરાવ કર્યો.

પોતે કઠીઆરાનો વેષ લીધો. જંગલમાંથી લાકડાં કાપી લાવ્યો અને ભારો લઈને નગરમાં જતો હોય પણ મોડું થવાને લીધો દરવાજા બંધ થવાથી અને રહેવા પુરતો આશરો શોધતો હોય તે રીતે એ પંડિત કુટુંબ પાસે ગયો.

ડોસાએ એને આવકાર આપ્યો અને એક બાજુ ભારો નાખીને સુઇ જવાની સોઇ કરી આપી.

હવે અજાણી જગ્યા હોવાથી રાતના વખતે એ ચાર માંથી વારા ફરતી એક જણ ચોકી કરતું હતું. સૌથી પહેલાં ડોશી, પછી ડોસો ને તેની પછી દિકરો ને ત્યાર બાદ દિકરાની વહુ.

ડોશીમાનો ચોકીનો વારો હતો. સૌ ઉંઘતાં હતાં તે વખતે જાણે ઉંઘમાં બબડતો હોય તે રીતે રાજા ભોજ બોલ્યો :

'આ અસાર સંસારમાં
સાર રૂપ ......'

એટલું બોલીને એ અટકી ગયો

ડોસીએ પુરૂં કર્યું

'......કંસાર.'

પછી ડોસાનો વારો આવ્યો.

થોડી વારે રાજા બોલ્યોઃ

'આ અસાર સંસારમાં
સાર વસ્તુ બે જાણ

એટલું બોલીને અટકી ગયો.

ડોસાએ પુરૂં કર્યું:

'કાશીવાસ, હરિસ્મરણ
મોક્ષધામ પરમાણ.'

ડોસાની પછી દિકરાનો વારો આવ્યો.

જરા વાર રહીને રાજા બોલ્યો:

'આ અસાર સંસારમાં
સાસરીયું સુખદાર

એટલું બોલીને એ અટકી ગયો.

જુવાને એ પુરૂં કર્યું:

તેથી જ હરિ સમુદ્રમાં
હર હિમાલય સાર.'

રાજાજીને એનો જવાબ સયુક્તિક લાગ્યો. સાસરા સુખવાસરા છે તેથી તો શ્રી વિષ્ણુ ભગવાન જેવા પણ એમના સસરા સમુદ્રને ત્યાં અને ભગવાન શંકર હિમાલયને ત્યાં વાસો વસી રહ્યા છે!

છેલ્લો આવ્યો પુત્રવધુનો વારો.

ઉંઘમાં બોલતો હોય એમ રાજા બબડ્યો:

'આ અસાર સંસારમાં
સારરૂપ છે નાર.'

બાઇ પામી ગઇ કે આ રીતે બોલનાર કઠીઆરો ન હોય, નક્કી એ રાજા ભોજ હોવો જોઇએ અને એ અમારી પરીક્ષા લેવા આવ્યો હોવો જોઇએ એટલે એ બોલી:

**જેની કુખે પાકીયા,**
**તુજ સમ, ભોજ ભૂપાળ !'**

'હે ભૂપાળ ! જેની કુખે તમારા–રાજા ભોજ જેવા પુત્રો પાકયા તે સ્ત્રીઓ સારરૂપ શા માટે **ન** હોય !' એ સમજીને રાજા ભોજને લાગ્યુ કે પોતે ઓળખાઇ ગયો.

એટલે એણે પંડિત કુટુંબને પુષ્કળ આદરમાન સાથે પોતાની સભામાં બોલાવ્યું અને એમના રહેવાની વ્યવસ્થા કરી આપી તથા એમને યોગ્ય પદવીઓ રાજ સભામાં આપી.

રાજા ભોજ અને તેની રાજ સભાએ દેવી સરસ્વતી-ની અનન્ય ઉપાસના કરી અને પોતાની પાછળ પૂણ્ય વંતાં નામ મૂકી ગયા.

*

# ઘ ર ડી યા

*

'અરે ભાઈ! બધી વાત ખરી પણ જાનમાં એક તો ઘરડીયો જોઇએ જ જોઇએ.'

'પણ વેવાઇએ ઘસીને ના પાડી છે કે જાનમાં ઘરડીયા લાવવાના નથી.'

'પણ ઘરડીયા વિના ગાડાં વળે નહિ.'

'નેળનાં ગાડાં નેળમાં નહિ રહે.'

'મારૂં માન અને બીજા કોઇને નહિ તો મને લઇજા.' ડોસાએ આગ્રહ કર્યો.

'ઉઘાડી રીતે નહિ પણ તમને મમરાના કોથળામાં ઘાલીને લઇ જાઉં.'

'એમ તો એમ !'

અને મમરાના કોથળામાં સીવાઈને મગન બાપા જાનમાં ચાલ્યા.

છગનભાઈએ દિકરાનો વિવાહ કર્યો પણ વેવાઇએ એવી શરત કરી હતી કે જાનમાં એક પણ ઘરડીયો લઇ આવવો નહિ.

છગનભાઇને ગરજ હતી એટલે એમણે શરત કબુલ કરી હતી.

છગનભાઇના બાપદાદા સરખે માથે દિકરી દેતા અને લાવતા, પણ છેલ્લા પચીસ વરસથી એમના ગામની દિકરીઓ કૂળવાનને દેવાતી તથા પૈસા ખરચીને વહુઓ લવાતી. અને તેમાં હરીફાઇને બદલે અદેખાઇ ચાલતી હતી.

આ સ્થિતિમાં છગનભાઇને વેવાઇની શરત કબૂલ કર્યા વિના છૂટકો ન હતો.

વાજતે ગાજતે જાન વેવાઇને ગામ પહોંચી.

વેવાઇએ બળદોને બબ્બે નાળો ઘી પાયું.

સામૈયાનો વખત થઇ ગયો પણ વેવાઇએ કૈં તૈઆરી કરી ન હતી.

છેવટે એમણે કહેવરાવ્યું કે :

'તમે પહેલાં અમારા ગામના કુવા ઘીથી ભરાવો પછી અમે સામૈયું કરીશું.'

એ સાંભળીને છગનભાઇના હોશકોશ ઉડી ગયા.

'આટલા પૈસા આપ્યા છતાં વેવાઇ તો ઘીથી કુવા ભરવાનું કહે છે તે શી રીતે ભરાય ! હવે કરવું શું ?

એમણે અમથાભાઇને પૂછયું. એ પણ વિચારમાં પડયા. મણિભાઇ પણ જવાબ ન દઇ શકયા. ભગાભાઇ માથું ખંજવાળવા લાગ્યા.

છેવટે છગનભાઇને મગનબાપા સાંભર્યા. એ ગયા એમની પાસે.

મગનબાપાને બધી વાત કહી.

'મેં નહોતું કહ્યું કે ઘરડીયા વિના ગાડાં ન વળે ! જો ભાઇ ! એમણે આ યુકિત કરી છે અને તમારી અક્કલનું માપ કાઢવા માંડયું છે.'

'એ બધું ય ખરૂં, પણ હવે આનો નિકાલ શી રીતે કાઢવો ?' છગનભાઇએ પૂછયું.

'એ કૈં અઘરી વાત નથી. એમને કહેવરાવો કે અમારાં ઘીનાં ગાડાં ખોટી થાય છે માટે તમારા કુવાનાં પાણી ઉલેચાવી નાખો. બળદ ભારે મરે છે ને તપે છે માટે જલદી કરો.'

છગનભાઇએ વેવાઇને ઉપર મુજબ કહેવરાવ્યું એટલે વેવાઇનો જવાબ આવી ગયો કે 'ઘીનાં ગાંછોડી ડા નાખો. સામૈયું કર્યા પછી સૌ થઇ રહેશે. સામૈયા માટે તૈયાર થજો.'

છગનભાઇ એ સાંભળીને રાજીના રેડ થઇ ગયા.

વાજતે ગાજતે સામૈયું કર્યું.

વેવાઇને લાગ્યું કે માન ન માન પણ જાનમાં એકાદો તો ઘરડીયો છે!

પણ મમરાના કોથળામાં મગન બાપા પુરાયલા તેની શી રીતે ખબર પડે!

*

# દેડકી રાણી

*

એક હતો રાજા. તેને ત્રણ રાજકુમાર. ત્રણે ય ચાલાક.

રાજાજીની અવસ્થા થઈ.

એમણે ત્રણે ય કુંવરને બોલાવ્યા અને કહ્યું: 'દિકરાઓ! તમે ત્રણે જણ હોશીઆર છો છતાં રાજગાદી તો તમારામાંથી એકને જ આપવી રહી એટલે મારે તમારી પરીક્ષા લઈને ત્રણેમાં જે વધુ હોશીઆર હોય તેને ગાદી આપવી જોઈએ.'

'જેવી આપની ઈચ્છા!' ત્રણે કુંવરોએ જવાબ આપ્યો.

'ત્યારે તમે ત્રણે જણ જાવ અને મલમલનો એવો તાકો લઇ આવો જે વીસ હાથ પહોળો હોય છતાં મારી વીંટીમાંથી પસાર થઇ શકે.'

'ભલે.'

ત્રણે રાજકુમારો ઉપડયા. એમનાં નામ અજય, વિજય અને ધનંજય.

અજય અને વિજય પોતાની સાથે પુષ્કળ રસાલો લઈ ભભકાભેર ગયા જ્યારે ધનંજય એકલો અટુલો પોતાના ઘોડાપર સ્વાર થઇને નીકળ્યો.

અજય અને વિજયે જ્યાંથી જ્યાંથી મળ્યું ત્યાંથી સારૂં જોઇને મલમલ ખરીદવા માંડયું. એમનાં વાહનો મલમલના તાકાથી ખીચોખીચ ભરાવા લાગ્યાં.

ધનંજય ફરતો ફરતો એક જંગલમાં જઇ ચઢયો. એ વિચાર કરતો હતો કે 'કરવું શું ?'

એવામાં એક તળાવ એની નજરે પડયું. એ ત્યાં ગયો. ઘોડાને પાણી પાયું ને થાક ખાવા બેઠો.

'ધનંજય ! શો વિચાર કરો છો ?' એને કાને અવાજ પડયો.

એ કોણ બોલ્યું ? એણે ચારે બાજુ જોયું પણ કોઇ નજરે પડયું નહિ.

એની નજર તળાવ તરફ ગઇ. એક દેડકી ઉંચું ડાકું કરી એના સામે જોતી જણાઇ.

'આમ તે મને કોણ પૂછતું હશે!' ધનંજય બોલ્યો.

દેડકી બોલી: 'મેં પૂછ્યું.'

'અરે ભલા ભગવાન! દેડકી શી રીતે બોલતી હશે!'

'તે બોલવાનો ઇજારો ભગવાને માણસને એકલાને જ આપ્યો છે કે શું?' દેડકી બોલી.

'એવું હું ક્યાં કહું છું પણ માણસની વાણીમાં દેડકી બોલતી હોય તે તો આજે સાંભળ્યું.'

'એ તો ઠીક! પણ તમે શો વિચાર કરતા હતા?' દેડકીએ ફરીથી પૂછ્યું.

ધનંજયે પોતાની વાત કહી અને એવો તાકો ક્યાંથી મળશે એવો વિચાર કરતો હતો એમ જણાવ્યું.

'ઓહો! એમાં શું? એવો તાકો હું લઈ આવું.' એમ કહીને દેડકીએ ડૂબકી મારી.

થોડી વારમાં એ પોતાના મોઢામાં દોરીનો ગોટલો લઇને પાછી ફરી.

'લો ધનંજય! આ ગોટલામાં તમે માગો છો એવો મલમલનો તાકો ગડી વાળીને રાખ્યો છે.'

ધનંજયે તે ઉઘાડીને જોયો.

એની આંખો ઠરી રહી!

એણે દેડકીબાઇનો આભાર માન્યો ને રજા લીધી.

'મારા જેવું કામ હોય તો આવજો, ધનંજય!' કહીને એણે રજા આપી.

અજય અને વિજય પોતાના ભારે રસાલા સાથે પાછા ફર્યા અને રાજાજીની પાસે મલમલના તાકાનો ડુંગર ખડકયો.

ધનંજય ખાલી હાથે જઇને ઉભો રહ્યો.

રાજાજીએ મલમલ જોવા માંડી.

એક પછી એક અજય અને વિજયના બધા તાકા જોયા પણ એકકે તાકો જોઈતા માપનો ન નીકળ્યો. વીંટીમાંથી જાય એવો ત્રણહાથ પનાનો એકકે તાકો ન હતો.

છેવટે એમણે ધનંજયને પૂછયું.

ધનંજયે કેરીનો ગોટલો કાઢીને રાજાજીને આપ્યો.

'મારો તાકો એમાં છે.'

રાજાજીએ એમાંથી તાકો કાઢયો અને એ જોતાં-વેંતજ એમના હરખનો પાર ન રહ્યો. એનો પનો ત્રણ હાથ હતો છતાં એ એમની વીંટીમાંથી સુખેથી પસાર થતો હતો તો પણ જગ્યા રહેતી હતી !

રાજાજીની પરીક્ષામાં ધનંજય ફત્તેહમંદ થયો.

હવે એમણે બીજી પરીક્ષા લેવાનું નક્કી કર્યું.

'તમારા ત્રણમાંથી અખરોટમાં માય એટલો નાનો કુતરો કોણ લઈ આવે છે ?'

ત્રણે જણ ઉપડયા.

અજય અને વિજય પુષ્કળ રસાલો લઇને નીકળ્યા.

ધનંજય એકલો અટુલો ચાલ્યો.

અજય અને વિજય નાના નાના કુતરા લેતા ચાલ્યા. ધીરેધીરે એમની પાસે કુતરાઓની ફોજ ભેગી થઈ

ધનંજય પેલા તળાવ પાસે ગયો. દેડકીબાઈની મદદ એ ભૂલી ગયો ન હતો.

'કેમ છો ? ધનંજય !' દેડકીબાઈએ પૂછયું. 'કેમ આવવું થયું ?'

ધનંજયે પોતાની વાત કહીને પૂછયું

'એવો કુતરો ક્યાં મળશે ?'

'ઓહો ! એમાં શું ! લો ને હું લાવી આપું.'

એમ કહીને દેડકીબાઈએ ડચૂક દઈને ડુબકી મારી.

તળાવને તળીએથી એક સુંદર અખરોટ લઈને એતો બહાર આવ્યાં અને બોલ્યાં: 'લો આ અખરોટ, એ ભાંગશો એટલે એમાંથી તમે કહો છો તેવો કુતરો નીકળશે.'

ધનંજયે અખરોટ લીધું અને દેડકીબાઈનો આભાર માન્યો.

'મારા સરખું કામ હોય તો પધારજો.' કહીને દેડકીબાઈએ રજા આપી.

અજય અને વિજય કુતરાંની ફોજની ફોજ સાથે આવી લાગ્યા હતા.

ધનંજય એકલો અટુલોજ પાછો ફર્યો.

એક પછી એક રાજાજીએ અજય અને વિજયનાં કુતરાંઓ તપાસી જોયાં અને એમણે ડોકું હલાવ્યું.

ધનંજયને છેવટે પૂછ્યું: 'આ વખતે તું કૈં લાવ્યો છે કે નહિ.'

ધનંજયે એમના હાથમાં પેલું અખરોટ મૂક્યું અને એને આસ્તેથી ભાંગવા કહ્યું.

રાજાજીએ ભાંગ્યુ એટલે એમાંથી એક નાનો નાજુક અને સુંદર સફેદ દૂધ જેવા વાળનાં ઝુલફાં વાળો કુતરો એમની હથેલીમાં કુધો અને પોતાના મીઠા અવાજે ભસવા લાગ્યો.

એ જોઇને રાજાજી પ્રસન્ન થઇ ગયા.

આ વખતે પણ ધનંજય પરીક્ષામાં પસાર થયો.

'હવે એક છેલ્લી કસોટી કરવાની રહે છે. તમારામાંથી સૌથી સુંદર, રૂપ, ગુણ અને શીલવતી કન્યા કોણ પરણી લાવે છે ?'

અજય અને વિજય પોતાના રસાલા સાથે નીકળ્યા.

વિચાર કરતો કરતો ધનંજય એકલો અટુલો નીકળ્યો.

અજય અને વિજયે અજબ સૌંદર્યના નમુનારૂપ અનેક કન્યાઓ સાથે લગ્ન કર્યાં.

આ વખતે દેડકીબાઇની મદદ કામ આવશે કે નહિ તે બાબતના તર્કવિતર્ક કરતો ધનંજય પેલા તળાવ આગળ આવી પહોંચ્યો.

'આવો, આવો ધનંજય ! બોલો શું કામ પડયું ?' દેડકીબાઇએ પૂછ્યું.

ધનંજયે પોતાની વાત કરી અને બોલ્યોઃ 'એવી કન્યા શી રીતે મળશે ?'

'એનો યે રસ્તો બતાવું પણ એક શરતે.'

'એક તો શું પણ એકવીસ શરત કહોને! મારે તો બધી યે કબુલ છે!' ધનંજય બોલ્યો.

'જુઓ ત્યારે, અહીંથી તમે પાછા ફરો પણ રસ્તામાં કૈં પણ નવાઇ જેવું જુઓ તો યે હસતા નહિ.'

ધનંજયે તે કબુલ કર્યું.

એ પાછો ફર્યો.

થોડે ગયો ત્યાં એક અજબ દેખાવ એની નજરે પડયો.

ચાર સફેદ ઉંદર જોડેલી એક નાની નાજુક ગાડી એની પાછળ આવતી હતી. એની આગળ ને પાછળ ઉંદ-રડા ઉપર ભભકાભેર કરચલાઓ સવાર થયા હતા.

ધનંજયને એ જોઇને નવાઇ લાગી.

ગાડી પાસે આવી એટલે એની અજાયબીનો પાર ન રહ્યો.

એ ગાડીની અંદર પેલી દેડકી બેઠી હતી !

જોત જોતામાં એ ગાડી ધનંજયની આગળ નીકળી ગઇ અને રસ્તાના વળાંકમાં અદૃશ્ય થઇ.

ધનંજય આગળ જાય છે તો આગળનો દેખાવ જોઇ એની આંખ ઝંખવાઇ ગઇ! પોતે જુએ છે તે સાચું છે કે સ્વપ્નું છે એની એને ભ્રમણા થઈ.

પેલા ઉંદરને ઠેકાણે થનગન થનગન નાચતા રવાલ ચાલે ચાલતા ઘોડા થઈ ગયા હતા અને પેલી ગાડી પણ રોનકદાર બની ગઈ હતી.

એમાં બેઠેલી દેડકીના દેદાર ફરી ગયા હતા. એતો ખાસ્સી રૂપરૂપના અંબાર જેવી રાજકુમારી બની ગઈ હતી !

રાજાજીએ અજય અને વિજયે વરેલી કન્યાઓ જોઈ એમની પોતાની દૃષ્ટિએ પરીક્ષા કરી પણ એમનું મન માન્યું નહિ.

પછી એમણે ધનંજયે આણેલી રાજકુમારીની પરીક્ષા લીધી. એને જોતાં વેંત જ રાજસભા ઝંખવાઇ ગઇ !

રાજાજીની છેલ્લી કસોટીમાં પણ ધનંજય પાર ઉતર્યો.

'તમારા ત્રણેમાં ધનંજય બહુ હોશીઆર છે માટે મારી રાજગાદી એને આપું છું.' રાજાજીએ જાહેર કર્યું અને ધનંજયને રાજપાટ સોંપ્યું.

ધનંજયના હરખનો પાર ન હતો.

એનાં અને પેલી રાજકુમારીનાં ધામધુમથી લગન લેવાયાં.

ધનંજય એને જ્યારે જ્યારે મળતો ત્યારે ત્યારે ધીરે રહીને બોલતો:

'આવો ! મારાં દેડકીરાણી !'

*

# ચરિત્ર

*

'તારા જેવા નબાપાને અમે નહિ રમાડીએ.'

'ના કેમ રમાડે ?' છોકરાએ હઠ કરી.

'જા, જા હવે પૂછવાવાળા ! તને નબાપાને નહિ રમાડીએ.'

એ સાંભળી બાળકનું મોં પડી ગયું. શા માટે ન રમાડે ?

એ ગયો પોતાની મા પાસે અને રાવ ખાધી કે 'છોકરાઓ મને રમાડતા નથી.'

માએ પૂછયું: 'કેમ ?'

'મને કહે છે કે તું નબાપો છે તે નહિ રમાડીયે ! હેં બા ! તે મારા બાપુ નથી ?'

'તારા બાપુ જેવા કોઇના બાપુ નથી બેટા ! એ બધા ન રમાડે તો મારી પાસે રમજે.'

એ રીતે વાત કરનારનું નામ ચરિત્ર હતું. એની મા કણબીની દિકરી હતી.

ચરિત્ર મોટો થતો ગયો પણ દિલમાં એક જ સવાલનું રટણ થયા કરતું હતું કે 'શું હું નબાપો છું ? બાપુ હોય તો તે ક્યાં છે ?'

એણે છેવટે હઠ લીધી.

માએ એને પાસે બેસાડીને કહ્યું:

'જો દિકરા ! તારા બાપ મોટા માણસ છે. એમણે મારી ચતુરાઇ જોઇ. એમને મેં ટાઢાં ઉનાં બોર ખવરાવ્યાં—'

'ટાઢા ઉના શી રીતે ?'

'મેં ઝાડ ઉપર ચઢીને એમના હાથમાં પડે એ રીતે બોર આપ્યા એ ટાઢાં ને નીચે ફેક્યાં, તે એમને પુંકીને ખાવાં પડયાં તેથી ઉનાં.

'મારી તેઓ ચતુરાઈથી એ પ્રસન્ન થયા અને તારાં દાદીમા પાસે મારા હાથની માગણી કરી.

'કશી પણ ધામધૂમ વિના અમારાં લગ્ન થયાં.

'પોતાની રાજધાનીમાં જતી વખતે એમણે મને એક રૂમાલ તથા પોતાની વીંટી આપીને કહ્યું: 'તું ચતુર છે તો મારાથી સવાયો દિકરો થાય ત્યારે એને મારી પાસે આ ચીજો લઇને મોકલજે. એ જ્યારે સવાયો થાય ત્યારેજ

તારી ચતુરાઇ ખરી કહેવાય.' એમ કહીને એ ગયા.'

'પણ એમનું નામ ?' ચરિત્રે પૂછયું.

'રાજા વિક્રમ.'

'એમ ! અરે ભલા ભગવાન ! એવા બાપ બેઠા છતાં બધા મને નબાપો કહે !'

'કારણ કે એ છૂપે વેશે પરણ્યા હતા.'

'પણ આજ સુધી આપણી ખબર અંતર સુદ્ધાંય નથી લીધી !'

'જે થયું તે ખરૂં ! હવે તારે ચાલાકી બતાવવાની છે.'

'એ બેઉ ચીજો મને આપ. હું એમની પાસે જઇને સાબીત કરી આપું છું કે હું એમનાથી ગાંજ્યો જાઉં એવો નથી.'

'એમ નહિ, એમને ગાંજીને હાર કબુલ કરાવજે.'

'તારૂં દૂધ નહિ લજાવું.'

'ભલે ! બેટા ! વિજય કરો'. કહીને માતાએ એ બેઉ ચીજો આપી.

એ લઇને ચરિત્ર ઉજેણી નગરી તરફ ચાલ્યો.

ઉજેણીમાં જઇને એણે માલણને ત્યાં મુકામ કર્યો.

માલણને ત્યાં રહીને એણે ભારે રંજાડ કરવા માંડયો.

ઉજેણી નગરીમાં અનેક શેઠ શાહુકારોને ત્યાં ચોરીઓ થઈ.

કોટવાળ અને સિપાઇઓ થાકી ગયા પણ ચોરનો પત્તો ખાધો નહિ.

છેવટે મહારાજા વિક્રમરાયને જાણ કરવામાં આવી.

ચોરને પકડવા માટે એમણે રાજસભામાં પાનબીડું ફેરવ્યું.

ફરતું ફરતું બીડું આવ્યું એટલે સેનાપતિએ ઉપાડયું.

એ રાતે સેનાપતિએ ચારે બાજુ પુષ્કળ ચોકી પહેરો રાખ્યો અને પોતે જાતે મુખ્ય દરવાજે ચોકી કરાવા બેઠા.

અધરાતનો સમો થયો ત્યાં રૂમઝુમ કરતી એક સ્ત્રી હાથમાં ચાંદીની થાળીમાં પુજાપો લઇને નીકળી.

'કોણ છો ?' સેનાપતિએ સવાલ કર્યો.

'એ તો હું, નગરશેઠની પુત્ર વધુ.'

'અત્યારે કયાં જાવ છો ?'

'આજે મને શરીરે ઠીક ન હતું તે સાંજની ભગવાન શંકરની પૂજા કરવાની રહી ગઇ છે. આપના રામરાજમાં કંઈ ભો નથી એટલે હવે ઠીક છે તે પૂજા કરવા જાઉં છું.'

'ભલે ! પણ જરા જાળવજો. હમણાં હમણાં ચોરનો ત્રાસ વધતો જાય છે, એટલે એવું હોય તો બૂમ મારજો.'

'બહુ સારૂં.' કહીને એ સેનાપતિની પાસે ગઈ.

બાજુએ ચોરને જકડવાની બેડી પડી હતી એ જોઇને પૂછયું : 'આ શું છે ?'

'ચોરને પકડીને જકડવાની બેડી છે.'

'તે એમાં ચોરને શી રીતે જકડાય ?'

નગરશેઠના દિકરાની વહૂને કૈં ના પડાય ! સેનાપતિએ પોતાના પગ બેડીમાં ઘાલીને કહ્યુંઃ 'આ રીતે.'

એકાએક નગરશેઠના દિકરાની વહુમાં અજબ જેવો ફેરફાર થયો. એણે થાળી બાજુએ ફેંકી અને બેડી બરાબર બંધ કરી સેનાપતિનો પોષાક તથા હથીઆર લઇ લીધાં અને પોતે પહેરીને આગળ જઇને સીપાઇઓને કહ્યું કે 'ચોરને પકડીને મોટે દરવાજે રાખ્યો છે. જાઓ, એને તુરંગમાં લઇ જાવ.'

સિપાઇઓને બીજું શું જોઇએ ! એ તો ઉપડયા સ્તો. પકડાયલા ચોરને મારતા મારતા તુરંગમાં લઇ ગયા.

એ તો ઘણું ય સમજાવે કે 'હું સેનાપતિ છું.' પણ માને કોણ? ઉલટા ઢોંગ કરવાને બહાને પણ વધારે ફટકારે !

બીજે દિવસે સવારે એને રાજાજી પાસે ઉભો કર્યો.

એની આવી અવદશા જોઇને રાજા વિક્રમના સંતાપનો પાર ન રહ્યો.

એ દિવસે રાજસભામાં ફરીથી બીડું ફેરવ્યું.

ફરતું ફરતું રાજગાયિકા પાસે બીડું આવ્યું એટલે એણે ઝડપી લીધું.

એ રાતે એણે પોતે ચોકી કરવાનું માથે લીધું.

રાતના વખતે જેવી એ ચોકી કરવા નીકળે તેવાજ

એક મોટા દરબાર એને ત્યાં પધાર્યા અને ગાવાની માગણી કરી.

દરબારને કૈં ના પડાય! એણે ગાવા માંડ્યું.

દરબાર રીઝયા અને એક પછી એક પુષ્કળ અલંકાર એને ઇનામમાં આપ્યા.

ગાયિકા ખુશ ખુશ થઇ ગઈ.

મોડે સુધી એ બહાર ન નીકળી શકી.

એવામાં દરબારને તરશ લાગી એટલે એણે દૂધ મંગાવ્યું. દરબારે વિવેક ને ખાતર પોતાને અપાયલા દૂધનો પ્યાલો ગાયિકાને આપ્યો અને બીજો પ્યાલો પોતે લીધો.

બેઉજણે દૂધ પીધું.

ગાયિકાને એકા એક ઘેન ચડ્યું.

એ ઘસઘસાટ ઉંઘવા લાગી.

દરબારે એનો ચોટલો કાપી લીધો અને મોઢે મેંસ લગાવી.

બીજે દિવસે સવારે રાજા વિક્રમે તપાસ કરાવી તો ગાયિકાની અવદશા તેમના જાણવામાં આવી.

એમના પેટમાં તેલ રેડાયું.

આખા નગરમાં વાને વેગે વાત પ્રસરી ગઇ.

એવો તે કેવો ચોર! એવો તે કેવો ઠગ! જે ચોકી કરવા નીકળે તેને મ્હાત કરે!

એ દિવસે રાજા વિક્રમે પોતે ચોકી કરવાનું માથે લીધું.

રાત પડીને રાજા વિક્રમ ઘોડે બેસીને ચોકી કરવા નીકળ્યો.

ચારે બાજુ પહેરો મજબુત હતો. કોઇ ચલીચું ફરકતું ન હતું.

રાજાજી જેવા ક્ષિપ્રા નદીને કાંઠે આવ્યા તેવોજ તેમને કાને કોઇ ધોબી ધોતો હોય એવો અવાજ આવ્યો.

રાજાજી એની પાસે ગયા અને પૂછ્યું: 'અત્યારે કેમ ધૂએ છે!'

'શું કરૂં બાપજી! દિવસે મને ભમરાઓ પજવે છે!'

'એવાં તે કોનાં ચીર છે?'

'રાણીજીનાં *તોને!'

'જો જાળવજે આજ કાલ પેલા ચોરનો ત્રાસ—'

'બાપજી! એ તો આ સામે પડયો પડયો નહાય!' એમ કહીને એણે લાંબો હાથ કરીને રાજાજીને કેંક બતાવ્યું

એ જોઇને રાજાજીને લાગ્યું કે ચોર તો લહેરથી નહાય છે!

પોતાનો ઘોડો ધોબીને આપી કપડાં ઉતારી, કછોટો મારી, મોઢામાં તરવાર લઇને એ તો નદીમાં પડયા.

છેવટે રાજાજી એની પાસે પહોંચ્યા પોતાની તરવાર ઉપાડીને જોરથી એના માથામાં મારી.

ભડાક ! દઈને એનાકકડે કકડા થઇ ગયા.

'અરે ત્તારીની ! આ તો ઘડો નીકળ્યો !' રાજાજી બોલી ઉઠયા. પેલા ધોબીનો પત્તો નહતો.

જેમ તેમ કરીને એ બહાર નીકળ્યા અને જેવા દરવાજે પહોંચ્યા તેવા જ સિપાઇઓએ એમને મુશ્કેટાટ બાંદ્યા.

'અરે જુઓ તો ખરા ! હું પોતે વિક્રમરાજા છુ" એમણે કહેવા માંડયું.

'રાજાજી તો હમણાં ગયા ! બનાવે છે કોને ?' નાયકે જવાબ આપ્યો.

એમને બાંધીને લીધાસ્તોને !

એવામાં નસીબ યોગે સામેથી દિવાનજી મદદ માટે આવતા હતા તે મળ્યા.

'ચોર પકડાયો છે' એ સાંભળીને એમને જોવાની ઇચ્છા થઈ.

પોતે જુએ છે તો રાજાજીનેજ ચોરને બદલે પકડેલા દીઠા.

એમનાં બંધન છોડી પોતે નમી પડયા.

નગર આખામાં બીજે દહાડે હાહાકાર વરતી રહ્યો.

એવો તે કેવો ઠગ કે એણે રાજા વિક્રમને પણ ઠગ્યા !

રાજાજીએ પડો વગડાવ્યો કે 'ઠગ જો જાતે હાજર થશે.



'એ તો હું, નગરશેઠની પુત્રવધુ.' સેનાપતિને આવનારે જવાબ આપ્યો. [ જુઓ : પાન ૧૭૨ ]

તો એનો ગુન્હો માફ કરવામાં આવશે અને એને જાગીર આપવામાં આવશે.'

અત્યાર સુધી ચરિત્રે પોતાની અક્કલ વાપરી આ બધાં કામ કર્યાં હતાં. પોતાને માટે રાજા વિક્રમે પડો વગડાવેલો જોઇ એણે હવે છતા થવાનો વિચાર કર્યો.

પોતે રાજાજી પાસે ગયો અને એમના હાથમાં પેલો રૂમાલ તથા વીંટી મૂક્યાં.

જૂની વાતની રાજાજીને યાદ દેવરાવી. પોતાનાથી સવાયા દિકરાની હોંશ સંભારી આપી.

સેનાપતિનો પોષાક, ગાયિકાનો ચોટલો અને રાજાજીનો શિરપેચ એણે રજુ કર્યાં.

રાજા વિક્રમની ખાત્રી થઇ કે પોતાને પણ ગાંજી જાય એવો દિકરો હતો.

તેઓ એને વહાલથી ભેટયા અને એની માતાને બોલાવી લીધી.

દરબાર ભરીને એમણે ચરિત્રને 'સવાઇ વિક્રમ'નું બિરૂદ આપ્યું.

*

# બે ધ રૂપા

*

એક હતો કણબી. એને એક દિકરો હતો ખાસો મોટો વેંત જેવડો.

બે વરસનો થયો પણ એવડો ને એવડો. જરાય વધે નહિ.

બીજાં બે વરસ વહી ગયાં પણ ભાઇ સાહેબ એવડા ને એવડા.

કણબીએ એનું નામ પાડયું વહેંતીયો. વહેંતીયા તો લાડકા.

ઉં ઉં ઉં મને ખેતરમાં લઇ જાવ.' એ રડવા લાગ્યો એટલે કણબી એને ખેતરમાં લઇ ગયો.

કુણબી બિચારો બેડ ને વહેંતીયાભાઇ હળના ચાસમાં આમ તેમ દોડે.

'દોડ નહિ, દોડ નહિ, કૈંક દબાઇ જઇશ.' કુણબી કહે.

પણ સાંભળે જ કોણ! વહેંતીયાભાઇ તો એમના તાનમાંસ્તોને !

'જો પેલો રાક્ષસ લઇ જશે !'

પણ એમ તે કૈં એ બ્હી જાય !

અને 'ખરેખાત એક પહાડ જેવો રાક્ષસ સામેથી આવ્યો અને એણે વહેંતીયાભાઇને ઉપાડી લીધા.

કુણબી બિચારો ભયનો માર્યો કૈં બોલી શક્યો જ નહિ. એની જીભ સીવાઇ ગઇ.

રાક્ષસ એને લઇ ગયો પોતાને ઘેર અને એને કાળજીથી ઉછેરવા લાગ્યો.

રાક્ષસના ખોરાકથી વહેંતીયાભાઇ વધતા ચાલ્યા. દહાડે ના વધે એટલા રાતે વધે અને રાતે ના વધે એટલા દહાડે વધે.

બે વરસમાં તો એ જુવાનજોધ થઇ ગયો.

બીજાં બે વરસમાં એ ભારે બળીયો થયો.

રાક્ષસે એની પરીક્ષા લીધી.

એકે આંચકે એણે સાગનું ઝાડ ખેંચી કહાડયું.

વળી બીજાં બે વરસ વહી ગયાં અને રાક્ષસે એની પરીક્ષા લીધી.

એકે સપાટે એણે સો વડવાઇનાં થડીયાંવાળો વડ ખેંચી કહાડયો.

રાક્ષસ એ જોઇને પ્રસન્ન થઈ ગયો.

'હવે મને સંતોષ થયો. તારે જવું હોય તો તારા બાપ પાસે જા અને એને મદદ કર.'

'જેવી તમારી મરજી.' એમ કહીને રાક્ષસની આજ્ઞા લઇને એ તો નીકળ્યો.

અને હવે એ વહેંતીયાભાઇ નહોતો રહ્યો. એ તો ખાસો તાડ જેવો થઈ ગયો હતો. એને આપણે તાડભાઇ કહીશું ?

એ તો ગયો કણબી પાસે ને બોલ્યો: 'બાપા! તમે હવે થાકી ગયા હશો, લાવો હું ખેડું.'

'નારે ભાઇ! મારે તને નથી આપવુ'

'કેમ બાપા! તમે મને નથી ઓળખતા ?"

'તું તારે રસ્તે જાને ભાઇ ! મારે તારા બાપા નથી થવું.'

'એમ તે હોય બાપુ ! હું તમારો વહેંતીયો'

'મારો વહેંતીયો વહેંતનો હતો ને તું તો ખાસો તાડ જેવો છે.'

'તે હું મોટો થયો. લાવો લાવો હવે હું ખેડું.' એમ કહીને એણે કણબા પાસેથી હળ લઇ લીધું.

એણે તો ભાર દઇને ખેડવા જ માંડયું. હળ બમણું

ઉંડુ ગયું તે બળદ કૈં ખેચે ? બળદને છોડી નાખીને પોતે જ હળ ચલાવ્યું.

'જાવને બાપા ! તમે વહેલા ઘેર જઇને મારે સારૂ ખાવાનું કરાવોને. મને ભૂખ લાગી છે.'

કુણબી બિચારો ઘેર ગયો ને રસોઇ કરાવા માંડી.

બે ત્રણ કલાકમાં આખું ખેતર ઉભું ને આડું ખેડીને તથા સમાર દઇને તાડભાઇ તો હળલાકડાં લઇને ઉપડયા ઘેર.

'બા, બા, ખાવા આપ.'

'એ લાવી દિકરા.' કહીને એની બાએ ખાવાનું પીરસ્યું.

જરા વારમાં એ બધું સાફ કરી ગયો.

'હજી આપો ને.'

બીજું આપ્યું તેય સફાચટ !

કુણબીને આઠ દહાડા ચાલે એટલું એ એકકે ફેરે સફાચટ કરી ગયો.

કુણબી વિચારમાં પડયોઃ 'આ દિકરો શે પલવાય ! આખા વરસનું અનાજ એક મહિનામાં જ ખુટાડી દે !' પણ એને કાઢી પણ કેમ કરીને મૂકાય !

એની મુંઝવણ તાડભાઇ જાણી ગયા તે કહેઃ 'બાપા ! હું અહીં રહીશ તો તમારાથી મને પલવાશે નહિ માટે મને એક લાકડી આપો તે લઇને કમાવા જાઉં.'

'કેવી લાકડી જોઇએ છીએ ?'

'સારી લોખંડની લાવજોને.'

કુણબી ગાડું જોડીને ગયો અને ખાસ્સો મોટો લોઢાનો લાટો ઉપાડી લાવ્યો.

'આ લાકડી ચાલશે?'

તાડભાઈએ લોઢાનો લાટો ઉપાડયો અને ઢીંચણે લગાડી આંચકો માર્યો ત્યાં તો એના અગીઆર ટુકડા !

'કૈં નહિ બાપા ! હું મારી મેળે શોધી લઇશ. તમને કાં તસ્દી આપુ !'

એમ કહીને એણે રજા લીધી.

કુણબી અને કુણબણને સંતોષ થયો. એમને લાગ્યું કે બલા ટળી !

હવે તાડભાઈ તો ટહેલતા ટહેલતા એક લુહારની દુકાને પહોંચ્યા.

'અલ્યા ભાઇ ! મને કામપર રાખશો ?' એણે લુહારને પૂછયું.

લુહારને લાગ્યુ કે માણસ મજબુત છે તે ઘણુ મારવામાં કામ આવશે એમ ધારીને પૂછયું : 'શો પગાર લેશે ?'

'પગારમાં ખાવું પીવું ને પંદર દિવસે તારે મને બે ધપ્પા મારવા દેવા.'

આવો માણસ પેટીયે મલતો હોય તો એના બે

ધપ્પા પણ ખાઇ લેવા સારા. એમ વિચાર કરીને લુહારે હા પાડી.

એણે એને ઘણ મારવાનું કામ સોંપ્યું.

તાડભાઇએ ઘણ ઉપાડીને માર્યો ત્યાંતો લોઢાની કરચે કરચો ઉડીને વેરાઇ ગઇ અને એરણ જમીનમાં એક હાથ ઉંડી ઉતરી ગઇ.

'આ તે કેવું કામ? આરે તને નથી રાખવો!' લુહાર બોલ્યો.

'તો કૈં નહિ! મને મારા કામ બદલ એક ધપ્પો મારવા દે. એ લે!' એમ કહી એણે લુહારને પોતાના હાથથી જરા જેટલો ધક્કો માર્યો.

લુહાર ઉડીને કયાંનો કયાં પડયો!

તાડભાઇ એને ત્યાંથી મનપસંદ લાકડી લઇને ચાલી નીકળ્યા.

જતાં જતાં એક ગામની ભાગોળે આવી પહોંચ્યા.

ગામના પટેલ બહાર જતા હતા તેમને જોઇને એણે પૂછ્યું: 'તમારે ચાકર રાખવો છે?'

પટેલે પૂછ્યું: 'શો પગાર લેશે?'

'ખાવું પીવું ને કામ કરવું બીજું શું! પૈસા મારે નથી જોઇતા. વરસ દહાડે મને બે ધપ્પા મારવા દેજો.'

પટેલને લાગ્યું કે માણસ છેતો મજબુત પણ એક

પાયો ઓછો જણાય છે! હરકત નહિ. વખત આવે ચાલાકીથી એના ધપ્પામાંથી બચી જઇશું.

પટેલે હા પાડી.

તાડભાઇ ચાકરીએ રહ્યા.

બીજે દહાડે જંગલમાંથી બાવળીયાનાં ઠુંણકાં લઈ આવવાનાં હતાં. બીજા ચાકરોએ તાડભાઇને ઉઠાડવા માંડયા પણ એ તો કહે: 'મારી ગુલાબી ઉંઘ ખાટી થઈ જશે. તમે તમારે જાવ. હું પછી આવીશ પણ કામ તમારી પહેલાં કરી રહીશ.'

બીજા બધા ગયા પછી બે કલાકે ભાઇ સાહેબ ઉઠયા અને ઠંડે કલેજે જંગલમાં ગયા. એક મોટું ઝાડ ખેંચી કાઢયું અને જરાવારમાં સોરીં કાઢીને ગંડેરી કરી બે ખભે મારીને લઇ આવ્યા. જાણે ઘાસનો ભારો આણ્યો!

એના પાછા ફર્યા પછી કેટલી યે વારે બીજા બધા આવ્યા. એમણે જોયું તો મોડો ઉઠીને એ એકલો પાંચ ગાડાં ભરાય એટલી બાવળની ગંડેરી લાવ્યો હતો!

પટેલ એ જોઇને ખુશી થઇ ગયા. એમને લાગ્યું કે માણસ મહેનતુ છે!

અને એમ કરતાં કરતાં વરસ થઇ ગયું. તાડભાઇએ પટેલને ઢગલો ધન કમાવી દીધું હતું.

બીજા બધાના પગાર ચુકવાયા. તાડભાઇનો પગાર બાકી રહ્યો.

પટેલને હવે ચિંતા થઇ પડી. એમણે એને બોલાવ્યો અને કહ્યું કે 'પગાર પેટે તને પાંચ વીઘાં જમીન આપીએ તો કેમ ?'

'નારે ભાઇ ! તમારી જમીન તમે રાખો ! મને તો બે ધપ્પા મારવા દો એટલે પત્યું.'

'પચીસ વીઘાં આપીએ.'

'ના ભાઇ ના ! મારે પટેલ નથી થવું. મને ચાકર જ રહેવો દો એટલે પત્યું. તમે તમારે બે ધપ્પા મારવા દો ને એટલે નિરાંત.'

'એની કૈં ઉતાવળ છે ! પંદર દહાડા પછી મારવા દઇશું.' પટેલે જોયું કે હવે કૈં રસ્તો કાઢવો પડશે એટલે એમણે મુદત માગી.

'પંદર દહાડા પછી ! આપણી ક્યાં ના છે !'

અને પટેલે સારી રાત ચિંતામાં વિતાવી. આ કરવું કે તે ? શું કરવું ને શું નહિ ? તેની એમને ગડભાંગ થયા કરી.

બીજે દહાડે એમણે પોતાનો ડાયરો ભર્યો અને સંબંધીઓની સલાહ લીધી—બધાયે મળીને નક્કી કર્યું કે પટેલથી ધપ્પા ખાધા જાય એમ ન હતા અને તાડભાઇ એકના બે થાય એમ ન હતા એટલે હવે એકજ રસ્તો રહ્યો હતો અને તે તાડભાઇને મારી નાખવાનો.

પણ તાડભાઇને મારવા શી રીતે ? એ તે કંઇ રમત વાત હતી ?

પટેલની અક્કલ એ વાતમાં ઠીક ચાલી. એમણે એમ ઠરાવ્યું કે તાડભાઇ પાસે મોટા પથરા મંગાવીને કુવાના થાળામાં મુકાવવા અને એમને કુવામાં ઉતારીને ગાળ કઢાવવો. એ અંદર જાય પછી પેલા પથરા ગબડાવીને કુવામાં નાખવા એટલે તાડભાઇ રામશરણુ થઇ જશે.

બધાને એ યુક્તિ ગમી.

બીજે દિવસે પટેલે તાડભાઇને મોટા મોટા પથરા લાવવાનું કામ સોંપ્યું.

તાડભાઇએ પથરા લાવીને પટેલના કહેવા મુજબ કુવાના થાળાપર ખડકયા.

પછી પટેલે એમને ગાળ કાઢવા સારૂ કુવામાં ઉતાર્યા.

એ કુવામાં ઉતર્યા એટલે ઉપરથી પેલા પથરા એક પછી એક ગબડાવવા માંડયા.

'અરે આ બધી પથરીઓ અંદર પડી ચાલી. પેલાં કુતરાંને થાળા પરથી હાંકી કાઢો.'

પણુ એનું સાંભળે કોણુ!

એક પછી એક બધા પથરા ખલાસ થયા એટલે પાણીથી ભીંજાયલા ભાઇ સાહેબ બહાર નીકળ્યા.

'અરે તમે કુતરાંય ન હાંકયાં! પેલી બધી પથરીઓ કુવામાં ફેંકી દીધી!'

'અમારૂં ધ્યાન ન રહ્યું.' પટેલે વીલે મોઢે જવાબ આપ્યો.

હવે શું કરવું ? એ મોટો સવાલ થઇ પડયો.

પટેલે ફરી પાછો ડાયરો ભર્યો. વળી એમને સલાહ મળી કે તાડભાઇને રાતને વખતે ભુતીયાચક્કીમાં આઠ ગુણી અનાજ પીસાવવા મોકલવા.

ભુતીયાચક્કી દિવસે જ ચાલતી. રાતને વખતે જે કોઈ ત્યાં રહેતો કે કામ કરતો તે બીજે દહાડે જીવતો જણાતો ન હતો. રાતોરાત એના રામ રમી જતા.

બીજે દિવસે પટેલે એને ભુતીયાચક્કીમાં આઠ ગુણી અનાજ દળાવી આપવાનું કામ સોંપ્યું.

બે ગુણી બે ખીસ્સામાં, બે ગુણી ખભે ને ચાર ગુણી માથે મુકીને ભાઇ સાહેબ ઉપડયા ને ચક્કીવાળાને અનાજ દળી આપવા કહ્યું.

ચક્કીવાળો કહેઃ 'કાલે આવજે, રાતના વખતે ચક્કીમાં રહે છે તે જીવતું નથી.'

'તું તારે ચક્કી ચલાવીને રસ્તે પડ. બીજું બધું હું કરી લઇશ.'

ચકકીવાળો ચકકી શરૂ કરીને ચાલ્યો ગયો. તાડભાઇએ અનાજ દળવા માંડયું.

અધરાત થઇ મધરાત થઇ ત્યાં એક ચમત્કાર બન્યો.

એકાએક આકાશમાંથી એક તાટ ઉતરી આવ્યો. એમાં જરાવાર પછી બત્રીસ જાતનાં પકવાન ને તેત્રીસ જાતનાં શાક પીરસાયાં.

એ જોઇને તાડભાઇના મોઢામાં પાણી આવ્યું. એમણે એમાંથી ઠંડે કલેજે ખાવા માંડયું.

થોડીવારે બીજો એક હાથ પણ એ તાટમાંથી ખાવા મંડયો.

એકાએક પેલો હાથ ઉંચકાયો અને તાડભાઇના ગાલ પર ધોલ ખેંચી કાઢી.

ગાલ પંપાળતા પંપાળતા તાડભાઇ કહેઃ 'અરે ત્તારીની ! આણે વળી હાથચાલાકી કરવા માંડી.'

જરાવારે બીજા ગાલ પર ધોલ પડી એટલે એમનો પીત્તો ઉકળ્યો. એમણે પણ સડા સડ ચોઢવા માંડી.

એમ કરતાં કરતાં રાત વીતી ગઇ.

આઠે ગુણી અનાજ દળાઈ રહ્યું.

સવારે ચક્કીવાળો આવ્યો. તાડભાઇને જીવતા જોઇને એને નવાઇ લાગી.

'તારી ચક્કી ભાઇ જબરી લાગે છે. રાતે હું તો લહેરથી જમ્યો ને બે ચાર તમાચા પણ ખાધા ને દસ બાર સામા લગાવી પણ દીધા.' તાડભાઇ બોલ્યા.

ચક્કીવાળો ખુશ ખુશ થઈ ગયો.

તાડભાઇ લોટની ગુણો લઇને પટેલને ત્યાં આવ્યા.

એમને દૂરથી આવતા જોઇને પટેલને પરસેવાના રેલે રેલા ઉતર્યા હતા !

આગળનાં બારણાં બંધ કરી પટેલ આમ તેમ ટહેલતા હતા.

થોડીવારે એમણે બારી ઉઘાડી.

તાડભાઈએ બહાર ઉભા ઉભા પટેલને એક ધપ્પો માર્યો. પટેલ બારણાં તોડીને આકાશમાં ઉછળ્યા.

અને બીજો ધપ્પો લગાવ્યો પટલાણીને તે એય પટેલની પાછળ ઉડયાં.

એ બેઉ જણ કયાં પડયાં ને કયાં નહિ તેનો હજી સુધી પત્તો લાગ્યો નથી.

તાડભાઇ પોતાની લાકડી લઈને રસ્તે પડયા.

'આવડી મોટી પૃથ્વી છે. જ્યાં જઇશું ત્યાં કામ કરીશું ને પેટ ભરીશુ'' એ એમનો સિદ્ધાંત હતો.

પોતાના બાપને કમાવાની વાત કરેલી પણ એ નાની વાત એમના મોટા મગજમાં આડી અવળી અટવાઇ ગઈ હતી !

*

# બ ળ તો હી રો

*

'આખી જીંદગી નોકરી કરી તેનો આ બદલો ? આવો પાજી રાજા કોઇ ના જોયો !'

પરબતસંગ ઠાકોરે આખો જન્મારો રાજાજીની નોકરી કરી અને છેવટે એમને રાજાજીએ રજા આપી. કૈં આપ્યું કર્યું નહિ ને કાઢી મૂક્યા. એમના જેવા સિપાઇ બચ્ચાની જરા જેટલીએ કદર ન કરી એટલે એમનો મિજાજ સાતમે આસમાને ચઢી ગયો હતો પણ ઠાકોરનું કૈં ચાલે એવું ન હતું. સત્તા આગળ એમનું શાણપણ કામ આવે એમ ન લાગવાથી એ ચાલી નીકળ્યા.

જતાં જતાં એક અઘોર જંગલમાં એ આવી ચઢ્યા. દહાડો આથમવા આવ્યો એટલે ચારે બાજુ નજર કરી તો એક તરફ થોડે દૂર એક ઝુંપડી જણાઇ.

ઠાકોર ત્યાં ગયા. એમને કકડીને ભૂખ લાગી હતી. ઝુંપડીમાં જઇને જુએ તો એક ડોશી બેઠી હતી.

ડોશીએ મહા મહા મહેનતે રહેવા દેવાની હા પાડી પણ ખાવાનું આપવાની ના પાડી.

ઠાકોરે ઘણો યે આગ્રહ કર્યો, આજીજી કરી પણ ડોશી ન પીગળી.

છેવટે ડોશીએ એક શરતે ખાવાનું આપવાનું કહ્યું. ડોશી ખાવાનુ આપે તેના બદલામાં ઠાકોરે એનું ખેતર ખોદી આપવું.

ઠાકોરે કબુલ કર્યું. ડોશીએ ખાવાનું આપ્યું.

બીજે દિવસે ઠાકોરે ખોદવા માંડયું.

સવારથી સાંજ સુધી કામ કરીને ઠાકોરની કેડો દુઃખી ગઈ. એ તો લોથપોથ થઈ ગયા અને ડોશીને રાત રહેવા દેવાની વિનંતિ કરી.

'અને ભૂખ પણ કકડીને લાગી છે માટે ખાવાનું યે આપો.' એમણે ઉમેર્યું.

'મારે ત્યાં ખાવાનું નહિ મળે. ખાવાનું છે જ નહિ'. ડોશીએ નન્નો વાસ્યો.

પણ છેવટે એક ગાડુ લાકડાં કાપી આપવાની શરતે ખાવાનું આપવાની ડોશીએ હા પાડી.

ઠાકોરે લાકડાં કાપી આપવાનું કબુલ કર્યું અને જમ્યા.

વળતે દિવસે લાકડાં કાપવા માંડયાં.

આખો દિવસ પુષ્કળ ગદ્ધાવૈતરું કર્યું ત્યારે લાકડાં કપાઇ રહ્યાં.

હવે પાછા ક્યાં જવું ?

ઠાકોરે ડોસીને રહેવા દેવા ને ખાવાનું આપવા કહ્યું.

ડોશી બડી ખંધી હતી. એણે પહેલાં પહેલાં તો ના કહી પણ છેવટે બાજુના કુવાને તળીએથી બળતો હીરો કાઢી આપવાનું કબુલ કરાવીને ખાવાનું આપ્યું.

એ હીરો પણ નવાઇ જેવો હતો. એનું તેજ પુષ્કળ હતું. એને હાથમાં લઇએ તો દઝાવાતું ન હતું પણ બીજી ચીજો એનાથી સળગતી હતી.

ઠાકોર તો હીરો કાઢવા ઉતર્યા. હીરાનાં ડબી એમણે ખીસ્સામાં મૂકી અને ડોશીને દોરડું ખેંચવા કહ્યું.

ડોશીએ દોરડું ખેંચ્યું.

જેવા ઠાકોર કુવાની ઉપર–કાંઠાની લગોલગ આવ્યા તેવી જ ડોશીએ હીરો આપી દેવાની માગણી કરી.

ઠાકોર એની બદદાનત જાણી ગયા હતા એટલે એમણે બહાર નીકળ્યા પછી હીરો આપીશ એમ કહ્યું.

ડોશી એ સાંભળી ખીજવાઇ ગઇ અને એણે દોરડું મૂકી દીધું.

ધબ્બાક દઇને ઠાકોર કુવાને તળીએ પછડાયા ! એમનાં હાડકાં પાંસળાં કુટાયાં.

નીચે પડ્યા પડ્યા એમને વિચાર આવ્યો કે 'આમને

આમ તો આપણે મરી જવાના માટે લાવને એકાદ ચુંગી પી લઇએ.'

ઠાકોરને ચુંગી પીવાનો શોખ હતો. એમણે ચુંગી કાઢીને તંબાકુ ભરી. હવે એને સળગાવવી શી રીતે ?

એમણે પેલી પેટી ઉઘાડી અને બળતો હીરો ચુંગી પર મૂકયો ને ચુંગી પીવા માંડી.

જરાવારમાં ધુમાડાનું ગોટરાણુ થઇ ગયું, એ ગોટ-રાણુમાંથી એકાએક એક વામનજી કૂદી આવ્યો.

એ જોઇને ઠાકોરની અજાયબીનો પાર ન રહ્યો.

'બોલો ! આપનો શો હુકમ છે ?' વામનજીએ હાથ જોડીને પૂછયું.

'અરે ત્તારીની ! તું શી રીતે ફૂટી નીકળ્યો તે તો કહે.' ઠાકોર બોલ્યા.

'બળતો હીરો જેની પાસે હોય તેનો હું સેવક છું અને હમણાં તમે ચુંગી પીતી વખતે હીરાનો ઉપયોગ કર્યો એટલે હું આપની સેવામાં હાજર થયો છું.'

'ઠીઈક ! ત્યારે એક કામ કર. સૌથી પહેલાં તો મને કુવામાંથી બહાર કાઢ.'

આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમાં ઠાકોરને લઇને વામનજી બહાર આવ્યો.

'હવે પેલી ડોશાને કુવાને તળીએ મૂકી દે.' ઠાકોરે બીજો હુકમ ફરમાવ્યો.

વામનજીએ તેનો તરતજ અમલ કર્યો.

પછી પેલી ડોશીની ઝુંપડી તોડી ફોડીને ઠાકોર ચાલી નીકળ્યા

એ વળી પાછા પેલા જ રાજાજીના શહેરમાં આવી લાગ્યા. વામનજીની મદદથી એક સુંદર મકાનમાં એમણે રહેવા માંડયું.

પોતે જરા ઠરી ઠામ થયા એટલે એમને રાજાજીને પોતાનો હાથ બતાવવાનો વિચાર થયો. એમણે વામનજીને બોલાવીને હુકમ આપ્યો: 'આજે સાંજે મોડેથી રાજકુમારીને અહીં લઈ આવજે અને એને મારા બારણાની ચોકી કરવાનું કામ સોંપજે.'

વામનજીએ એમ કરવાની હા પાડી. સાંજે મોડેથી એ રાજકુમારીને ઉપાડી લાવ્યો અને ચોકીનું કામ સોંપ્યું. વામનજીના જાદુના જોરે રાજકુમારીએ ચોકી કરી.

સવાર થતાં જ રાજકુમારીને પાછી મહેલમાં પહોંચાડી દીધી.

કુંવરીએ રાજાજીને વાત કરી કે રાતને મને કોઈ લઈ ગયું અને મારી પાસે ઘરની ચોકી કરાવી.

રાજાજીએ એની વાત ન માની પણ વખતે એવો બનાવ બને તેની અગમચેતી માટે રાજકુમારીને પોતાના ખીસ્સામાં ચોખા ભરવાની ને ખીસ્સું કાણું કરવાની સલાહ આપી. એના કહેવા મુજબ એને કોઈ ઉપાડી

જાય તો રસ્તામાં ચોખા વેરાય અને કોણુ ઉપાડી ગયું તે ખબર પડે.

રાત પડી ત્યાં વામનજીએ રાજકુમારીને ચોકી કરાવવા ઉપાડી. રસ્તામાં ચોખા વેરાતા જોયા એટલે એણે બધાય. રસ્તા પર પુષ્કળ ચોખા વેર્યા.

બીજે દિવસે સવારે રાજાજીએ તપાસ કરી તો આખાએ શહેરના રસ્તા પર ચોખા વેરાયલા !

ત્રીજે દિવસે એમણે રાજકુમારીને પોતાની મોજડી સંતાડવાની સલાહ આપી.

રાજકુમારીએ એમ કર્યું અને તપાસને અંતે ઠાકોરનું પરાક્રમ જણાઇ ગયું.

રાજાજીએ એમને પકડી મંગાવ્યા અને કેદમાં પૂર્યા.

કેદમાં પૂરાયા એટલે ઠાકોરને બળતો હીરો સાંભર્યો.

જાળીયામાંથી ડોકીયું કર્યું તો બહાર એક છોકરાને રમતો દીઠો.

એને ચાર પૈસા આપવાના કહીને એમણે પોતાનો ઝભ્ભો મંગાવ્યો. ઝભ્ભામાંથી બળતો હીરો કાઢી એમણે ચુંગી સળગાવી.

'જી હજુર ! કેં હુકમ ?' કરતો વામનજી હાજર થયો.

'પેલા રાજાને હાથકડી પહેરાવીને મારી પાસે લઇ આવ. અને આ છોકરાને ચાર રૂપીયા આપ.'

વામનજીએ પેલા છોકરાને ચાર રૂપીયા આપ્યા અને જરાવારમાં રાજાજીને હાથકડીમાં જકડીને હાજર કર્યા.

રાજાજીના ક્રોધનો પાર ન હતો.

'ઘડીના છઠ્ઠા ભાગમાં તમને ને તમારા નગરને મેદાન મેદાન કરી નાખવું પડશે-' ઠાકોરે ધમકી આપવા માંડી

રાજાજી એ સાંભળતાં જ ઠંડા થઇ ગયા. એમને લાગ્યું કે ઠાકોર કહે છે તેમ કરી બતાવી શકે એમ છે એટલે એની સાથે બળને બદલે કળથી કામ લેવું જોઇએ.

'પણ તમારે જોઇએ છે શું તે તો કહો!' એમણે કહ્યું

એ સાંભળી ઠાકોરને આનંદ થયો. અને એણે રાજકુમારી સાથે પરણાવવાની માગણી કરી.

રાજાજીએ એમ કરવાની હા પાડી એટલે ઠાકોરે વામનજીને હુકમ કર્યો કે 'એમને મહેલમાં લઇ જા.'

વામનજી એમને મહેલમાં લઈ ગયો.

થોડા દિવસમાં પરબતસંગ ઠાકોરનાં રાજકુમારી સાથે લગન થયાં.

રાજાજી મરણ પામ્યા એટલે ઠાકોરને રાજગાદી મળી.

હજી યે મહારાજા પરવતસિંહજી સુખે રાજ કરે છે.

*

# તરંગિણી

*

એક હતો રાજા. એને બે દિવાન. બેઉ ચાલાક. શ્યામસિંહ ભારે પક્કો અને ધીરસિંહ શાન્ત પણ ભોળો.

રાજાજીની અવસ્થા થઇ હતી પણ એમને શેર માટીની ખોટ હતી. એમને કુંવર ન હતો.

અને એ દુઃખ પણ કૈં જેવું તેવું છે!

આખર વખતે રાજાજીનું નસીબ ફર્યું. મહારાણીને સીમંત આવ્યું.

એવામાં રાજાજીનો મરણકાળ આવી લાગ્યો. એમણે પોતાના બેઉ દિવાનોને પાસે બોલાવ્યા અને કહ્યુંઃ 'મારા મરણ બાદ તમે બેઉ જણ સંપીને રાજ્ય ચલાવજો. મહારાણીને કુંવર અવતરે તો એ મોટો થાય અને રાજ સંભાળી શકે ત્યાં સુધી બધો વ્યવહાર તમારે હસ્તક

રાખજો અને જો કુંવરી અવતરે તો તે મોટી થાય અને લાયક ઠેકાણે પરણાવો ત્યાં સુધી તમે રાજ્ય ચલાવજો ને પછી એના વરને સોંપી દેજો.'

બેઉ દિવાનોએ એ મુજબ વર્તવાની કબુલત આપી.

રાજાજીની આંખો મીંચાઇ ગઇ.

રાજલોભ કંઈ જેવો તેવો નથી. એને લીધે દુનીયા પર ભારેમાં ભારે ખુવારી અને ખુનામરકી આજ સુધી થઇ છે. શ્યામસિંહને રાજલોભે ઘેરી લીધો. એની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ.

એકાએક રાજગાદી એણે પોતાને કબજે કરી લીધી અને પોતે મહારાજા બની બેઠો.

ધીરસિંહને એણે પોતાનો દિવાન બનાવ્યો.

મહારાણીને અઘોર જંગલમાં મૂકી આવવાનો એણે ધીરસિંહને હુકમ કર્યો.

એના હુકમનો અમલ કરવા ધીરસિંહ ચાલ્યો. અઘોર જંગલમાં મહારાણીને કુંવર અવતર્યો.

ધીરસિંહને રાજાજીની ભલામણ યાદ આવી. શ્યામસિંહની સ્હેમાં તણાઇને પોતાથી કંઇ થયું નહિ તેનો એને પસ્તાવો થયો.

એણે એક કાગળ પર બધી હકીકત લખી અને તેનું તાવીજ કરીને રાજકુમારને ગળે વીંટળાવ્યું; તથા એક બેમૂલ્ય હાર એની કેડે પહેરાવ્યો.

અઘોર જંગલમાં મહારાણી તથા કુંવરને એકલાં મૂકીને એ પાછો ફર્યો.

એ જંગલમાં સિંહની વસ્તી પુષ્કળ હતી

મહારાણીને સિંહોએ ફાડી ખાધી.

રાજકુમારને રડતો જોઇ એક સિંહણને દયા આવી, તે એને પોતાની બોડમાં લઇ ગઇ.

એણે રાજકુમારને ધવરાવીને મોટો કર્યો.

આખો વખત એ સિંહો સાથે રમે, હરે, ફરે ને મઝા કરે.

સિંહણ એને પોતાની પીઠ પર બેસારીને ફેરવે પણ ખરી.

એમ કરતાં કરતાં રાજકુમાર ચાર વર્ષનો થયો.

ધનપુરનો નગરશેઠ ધનપાળ પોતાના કાફલા સાથે મણિપુર જતો હતો. રસ્તામાં એના માણસોએ પેલા જંગલમાં મુકામ કર્યો.

આખો કાફલો ખાવાપીવામાં ગુંથાયો હતો એવામાં ચોકીદારોની નજર એક સિંહ પર પડી. એમણે એની પુઠ પકડી.

આગળ ગયા તો બીજા વધારે સિંહ નજરે પડયા. ચોકીદારોએ બીજા માણુસોને બોલાવ્યા અને ત્રણેક સિંહનો શિકાર કર્યો.

એવામાં એમની નજરે એક કૌતુક જણાયું. એક

સિંહણની પીઠ પર ચારેક વરસનો છોકરો સવાર થઈને સિંહોના ટોળામાં ફરતો હતો.

મહા મહા મહેનતે એમણે પેલી સિંહણ પર હલ્લો કરી એને ઘાયલ કરવા માંડી. એ જોઈને પેલો છોકરો બેફાટ રડવા લાગ્યો.

છેવટે એમણે સિફતથી એ છોકરાને પકડી લીધો અને મુકામ પર આવી લાગ્યા.

સિંહણે એમની પુઠ પકડી એ પણ એમના મુકામ લગી આવી પણ પુષ્કળ માણસો જોઇ પાછી ફરી.

આ તરફ ચોકીદારોએ પેલા છોકરાને **ધનપાળ** પાસે રજુ કર્યો અને બધી હકીકત કહી.

**ધન**પાળે એનું તાવીજ ઉઘાડીને અંદરનો કાગળ વાંચ્યો બધી હકીકત વાંચી એની અજાયબીનો પાર ન રહ્યો ! એ છોકરો બીજો કોઈ નહિ પણ **વીર**પુરનો **રાજ**કુમાર હતો.

**ધન**પાળે એને સારી રીતે ઉછેરવા માંડયો. એ એને હમેશાં પોતાની સાથે રાખતો અને કાળજી રાખીને યોગ્ય શિક્ષણ આપતો. એણે એનું નામ **પ્ર**તાપ પાડયું.

વખતને જતાં કૈં વાર લાગતી નથી.

**પ્ર**તાપસિંહ સત્તર વરસનો થયો.

આ તરફ **શ્યામ**સિંહને એક દીકરી સિવાય બીજું કૈં સંતાન ન હતું, દીકરી પર એને ખુબ વ્હાલ હતું એનું નામ **તરંગિણી**.

તરંગિણી રૂપ, ગુણ અને કલામાં નિપૂણ હતી, શ્યામસિંહે એને માટે એક અજોડ અને ભવ્ય મહેલ બંધાવી આપ્યો હતો.

તરંગિણી શિકારની શોખીન હતી. કોઇ કોઇ વખત એ પોતાના સખીમંડળ તથા અંગરક્ષકોને લઇને શિકાર કરવા જતી.

પ્રતાપસિંહ પણ શિકારનો ભારે શોખીન હતો. એ પણ શિકાર કરતો કરતો કેંનો કેં નીકળી જતો.

એક દિવસ એ શિકાર કરતો હતો એવામાં એક સિંહણ એની નજરે ચઢી.

બીલકુલ ડર્યા સિવાય શાન્ત ચિત્તે એ એની પાસે આવી અને એને ચાટવા લાગી.

પ્રતાપસિંહે એને પોતાની માતા તરિકે ઓળખી અને એ એને વળગી પડ્યો.

દૂરથી તરંગિણીની નજરે આ દેખાવ પડયો અને એની અજાયબીનો પાર ન રહ્યો.

એ પોતાના રસાલા સાથે એક તરફ આવીને ઉભી રહી.

થોડીવારે પ્રતાપસિંહને સુંઘીને એક બે આનંદની ત્રાડ મારી સિંહણ ગઈ એટલે તરંગિણી એની પાસે આવી અને પોતાની અજાયબી બતાવી.

પ્રતાપસિંહે એને પોતાની હકીકત કહી. અને કેવી રીતે એ ધનપાળને હાથ ચઢયો હતો તે સમજાવ્યું. એને

પોતાને ખબર ન હતી કે એ વીરપુરનો રાજકુમાર અને ગાદી વારસ હતો.

એની વાતો સાંભળીને તરંગિણીને ભારે નવાઈ લાગી. એનું હૃદય એના તરફ ઢળ્યું. એણે પ્રતાપસિંહને પોતાના મહેલમાં આવવાનું આમંત્રણ આપ્યું.

પ્રતાપસિંહે તે સ્વીકાર્યું.

તરંગિણીના મહેલમાં કોઈ અજાણ્યો પરદેશી આવ્યો છે, એ વાતની મહારાજા શ્યામસિંહને ખબર પડી. એમનો પિત્તો ગયો.

એ માણસને પકડીને ઠાર કરવાનો એમણે પોતાના વિશ્વાસુ સરદારને હુકમ કર્યો.

પેલો સરદાર પોતાના સવારો સાથે મારતે ઘોડે તરંગિણીના મહેલમાં આવ્યો.

એને જોતાં વેંત જ તરંગિણી ગભરાઈ. એણે પ્રતાપસિંહને વાત કરી.

શી ગફલત થઈ તે પ્રતાપસિંહ સમજી ગયો. પણ એણે પોતાનું પાણી બતાવી આપવાનો નિશ્ચય કર્યો.

એકલે હાથે એ પેલા સરદાર અને એના સવારો સાથે લઢયો અને એમને બધાને પુરા કર્યા.

એ વાતની જાણ થતાં શ્યામસિંહે બીજી બે ટુકડીઓ લઈને સેનાપતિને મોકલ્યો. મહેલની બાજુના નાના સરખા બુરજમાં પ્રતાપસિંહ ભરાયો અને એણે પેલાઓને હંફાવવા માંડયા.

એવામાં એને ઓચિંતી કુમક મળી આવી. પોતાના માણસો સાથે ધનપાળ ત્યાં આવી લાગ્યો. એ તે તરફથી જતો હતો ત્યાં એને પ્રતાપસિંહના અહીં હોવાના સમાચાર મળ્યા એટલે એ તપાસ કરવા આવ્યો ત્યારે એણે પ્રતાપસિંહની અવદશાની વાત જાણી.

પોતાને કુમક મળવાથી જોતજાતામાં એણે સેનાપતિ અને બેઉ ટુકડીઓને પાર કરી.

રાજાને કાને એ વાત ગઈ.

એણે પોતાના દિવાનને તપાસ કરવા મોકલ્યો. એ જઇને પ્રતાપસિંહ તથા તરંગિણીને મળ્યો; અને ધનપાળ સાથે વાતચીત કરી.

'તમે વેપારી માણસ, આ રીતે રાજા સાથે બાથ ભીડો એ શોભતું નથી.'

'પણ એમાં વાંક અમારો નથી. ખરું પૂછો તો આ રાજ પ્રતાપસિંહનું છે. શ્યામસિંહે તો દગલબાજી કરી છે!'

'એવું શા ઉપરથી કહો છો?' ધીરસિંહે પૂછ્યું.

ધનપાળે એને પ્રતાપસિંહનું તાવીજ ઉકેલીને અંદરનો કાગળ વંચાવ્યો.

પોતાના હસ્તાક્ષર જોઇને ધીરસિંહની ખાત્રી થઇ કે પ્રતાપસિંહ વીરપુરનો ગાદીવારસ હતો.

તરત જ એણે પ્રતાપસિંહને પોતાથી બનતી બધી મદદ આપવાનું વચન આપ્યું.

પછી એણે બધા સરદારોને એકઠા કર્યા અને ખરી વાતથી એમને વાકેફ કર્યા. એ બધાય પ્રતાપસિંહને મદદ કરવા તૈયાર થયા.

રાજા શ્યામસિંહને એણે વાત કરી કે 'આવનાર માણસો લઢવા માટે નથી આવ્યા પણ એમને કૈં વાત કરવાની છે અને તે દરબારમાં કરશે.'

બીજે દિવસે દરબાર ભરાયો.

પ્રતાપસિંહ અને ધનપાળને રાજાજીએ આવકાર આપ્યો.

ધનપાળે રાજસભામાં પ્રતાપસિંહના જન્મની તથા બાલ્યકાળની હકીકત જણાવી અને એ વીરપુરનો ગાદી વારસ છે એમ ખુલ્લી રીતે જાહેર કર્યું તેમજ એની સાક્ષીમાં પેલું તાવીજ તથા બેમૂલ્ય હાર બતાવ્યા.

ધીરસિંહે એ વાતને ટેકો આપ્યો.

આખી રાજસભા ફરી ગયેલી જોઇને રાજા શ્યામસિંહે પોતાની ભુલ કબૂલ કરી અને પ્રતાપસિંહને ગાદી સોંપી.

પ્રતાપસિંહે ઉદારદિલે શ્યામસિંહને માફી આપી.

શ્યામસિંહે ભારે ધામધુમથી પોતાની પુત્રી તરંગિણીનાં લગ્ન મહારાજા પ્રતાપસિંહ સાથે કર્યાં.

પ્રતાપસિંહ અને તરંગિણીના આનંદનો પાર ન રહ્યો પછી એમણે ખાધું પીધુંને રાજ કર્યું.

*

# ચા ર ફૂ ળ

*

'ઝૂમઝુમ ઝૂમઝુમ નાચ થઇ રહ્યો હતો. મીઠા સરોદે પરીઓ ગીતો ગાઇ રહી હતી અને ચારે બાજુ આનંદ મંગળ ગવાઇ રહ્યાં હતાં છતાં પરીઓની રાણીના શરીરને આજે ચેન ન હતું.

એની ઇચ્છા માનવલોકનું કળામય સંગીત સાંભળવાની હતી. એણે પોતાની માનીતી પરીને આજ્ઞા આપી કે માનવલોકમાંથી કોઇ કળાનિપૂણ સંગીત વિશારદ ગાયિકાને લઇ આવ.

ઉજ્જયનીમાં કલાવતીની ખ્યાતિ પુષ્કળ હતી. સંગીતમાં એ ભલભલાને મ્હાત કરે એવી હતી. નૃત્ય-

શાસ્ત્રમાં પણ એ નિપૂણ હતી. સંગીત અને નૃત્ય એ ભારતની પ્રાચીન કળાઓ છે અને એમાં એ પારંગત હતી.

પોતાના કલામંદિરમાં એ ગાતી હતી ત્યાં એની નજર પાસેના આંબાની ડાળે ઝુલતી કોકિલા પર પડી. એ જેવું ગાતી હતી તેવો જ કોકિલા ટહુકો પૂરતી હતી.

અજબ થઇને એ કોકિલાને જોઇ રહી.

કોકિલા એની પાસે એકાએક આવી અને એને ઉપાડીને અદૃશ્ય થઇ ગઇ.

એની દાસીઓએ આ દેખાવ જોયો અને એમની અજાયબીનો પાર ન રહ્યો! એમણે ચારે કોર પુષ્કળ શોધ કરી પણ કલાવતીનો કંઇ જ પત્તો લાગ્યો નહિ.

કોકિલાએ ઉપાડી તેવી જ કલાવતી બેભાન થઇ ગઇ! શું થયું એ એની સમજમાં આવી શક્યું નહિ. પેલી પરી કોયલ થઇને એની પાસે ગઇ હતી અને ઉપાડી લાવી હતી.

પોતાની આંખ ખુલતાં જ આજુબાજુનો દેખાવ જોઇને કલાવતી નવાઇ પામી.

પરીઓની રાણીએ એને શાંત્વન આપ્યું અને પોતે શા માટે બોલાવી હતી તે એને જણાવ્યું.

કલાવતીએ નૃત્ય અને સંગીતથી પરીઓની રાણી અને એના સખીમંડળને ખુશ ખુશ કરી દીધું. પરીઓના રાણીની પ્રસન્નતાનો પાર ન રહ્યો.

પરીઓની રાણીએ આઠ દિવસ સુધી કલાવતીને રોકી રાખી.

છેવટે એણે કલાવતીને રજા આપી.

રજા આપતી વખતે એણે એને પુષ્કળ ભેટો આપી અને એક પેટી આપીને કહ્યું : 'આમાં બે જાતનાં બબ્બે ફળ છે. એક જાતનાં બે ફળ ખાવાથી પુરૂષની સ્ત્રી થઈ જાય છે અને સ્ત્રીનો પુરૂષ થઈ જાય છે અને બીજી જાત ફળ ખાવાથી બેઉ પોતાની મૂળ સ્થિતિમાં આવી જાય છે.'

કલાવતીએ આભાર સહિત એ ભેટો સ્વીકારી

પેલી પરી એને ઉજ્જયનીમાં મૂકી આવી. એને જોઈને બધાં ખુશ થઈ ગયાં.

સારા યે નગરમાં એના આવવાની વાત વાને વેગે ફેલાઈ ગઈ.

જતે દિવસે ચંદ્રાવતીનો યુવરાજ ચંદ્રસેન એને પરણ્યો.

કલાવતી આખરે ચંદ્રાવતી નગરીની મહારાણી થઈ. એક વખત એને રાજ ચલાવવાની ઈચ્છા થઈ. એને પેલાં ફળ યાદ આવ્યા.

પેટી ઉઘાડીને બે ફળ કાઢી તેમનું શરબત બનાવ્યું. એક પ્યાલો પે તે પીધો અને બીજો પ્યાલો ચંદ્રસેનને પાયો.

અને શરબત પીતાંવેંત જે ફેરફાર થયો તે જોઈને ચંદ્રસેન આભો બની ગયો. એ પોતે એકાએક બદલાઈ

ગયો હતો. એનો દેહ, દેખાવ અને વસ્ત્રો ફરી ગયાં હતાં. એ પોતે હવે કેલાવતી બની ગયો હતો અને કેલાવતી મહારાજા ચંદ્રસેન થઈ ગઈ હતી.

એ જોઇને એને ઘણું લાગી આવ્યું. મહારાજાના રૂપમાં કેલાવતીએ એનું શાંત્વન કર્યું અને એની પાસે ચાર દિવસનું રાજ માગી લીધું.

ચાર દિવસના અનુભવે કેલાવતી કંટાળી ગઈ.

એણે પેટીમાંથી પેલાં બીજાં બે ફળ કાઢ્યાં અને એનું શરબત બનાવી પોતે પીધું અને ચંદ્રસેનને પાયું.

બેઉ જણ પોતાના અસલ સ્વરૂપમાં આવી ગયાં.

અને એમણે ખાધું પીધું ને રાજ કર્યું.

*